# આત્મિક જીવન



ભાગ્યોદય ઑફીસ
અમદાવાદ.

# આત્મિકજીવન

લેખક

મણીલાલ નથુભાઇ દોશી, બી. એ.

અમદાવાદ

પ્રકાશક

જેઠાલાલ દેવશંકર દવે.

તંત્રી ભાગ્યોદય—અમદાવાદ.



શ્રી ભાગ્યોદય પ્રીન્ટીંગ પ્રેસમાં જેઠાલાલ દેવશંકર

દવેએ છાપી પ્રસિદ્ધ કર્યું.

ખાડીયા—અમદાવાદ

સંવત ૧૯૮૦ પ્રથમાવૃત્તિ સને ૧૯૨૪

મૂલ્ય ૧—૦—૦

# પ્રસ્તાવના

દરેક મનુષ્ય સ્વાભાવિક રીતે આત્માનું સ્વરૂપ સમજવાને ઇચ્છે છે. કુદરતે તેનામાં તે અનિવાર્ય વૃત્તિ મુકેલી છે. જ્યાં સુધી મનુષ્યને પોતાના આત્માના ખરા સ્વરૂપનો—આત્મજીવનનો અનુભવ થાય નહિ, ત્યાં સુધી તેને ખરી શાંતિ મળતી નથી.

આત્મા જાતે પ્રભુનો અંશ હોવાથી સત્, ચિત અને આનંદ સ્વરૂપી છે. સાદી ભાષામાં કહીએ તો તે આત્મા શકિત, જ્ઞાન અને પ્રેમ સ્વરૂપી છે. પણ તેની શકિત, તેનું જ્ઞાન અને તેનો પ્રેમમય સ્વભાવ તેના શરીર, વાસનાઓ અને વિચારોથી દબાઇ ગયો છે. તે પોતાના સત્ય સ્વરૂપને ભુલી ગયો છે અને અજ્ઞાનીની માફક પોતે નિરાધાર સ્થિતિ ભોગવી રહ્યો છે. તે સંસારને બંધનરૂપ ગણે છે, પણ સંસારમાં રહી આત્મિક જીવનનો કેમ અનુભવ કરવો તથા સંસાર તે અનુભવ આપી આત્માની શકિતઓ પ્રકટ કરવાની ઉત્તમ શાળા છે તે તે સમજતો નથી આથી તે ઘણો દુઃખી અને દીન બને છે તેની આવી નિરાધાર સ્થિતિમાંથી તે કેવી રીતે મુક્ત થઇ શકે, તેના યોગ્ય ઉપાયો આ પુસ્તકના વિવિધ પ્રકરણોમાં મળી આવશે.

જો મનુષ્યને પોતાના આત્માના ખરા સ્વરૂપનો ખ્યાલ આવે, અને આત્મા વિચારો, લાગણીઓ અને ઇંદ્રિઓનો ગુલામ નહિ પણ સ્વામી છે એવું તે અનુભવે તો પછી તેમને વશ કરવાનુ કામ ઘણું સરલ થઇ પડે છે વિચારો, લાગણીઓ અને ઇન્દ્રિયો જાતે ખોટાં નથી; જરૂરની વાત એજ છે કે તે આપણે આધીન થવાં જોઇએ. નોકરો તરીકે તે ઘણું સારૂં કામ આપે છે. માટે તેમને કેમ આધીન રાખવા એ બાબત વિવિધ પ્રસંગે ચર્ચવામાં આવીછે.

સર્વમાં એકજ અખંડિત પ્રભુનું ચૈતન્ય વહી રહેલું છે. એ એકતાના સિદ્ધાંતને ધ્યાનમાં આણી જે મનુષ્ય પોતાના કર્તવ્ય બજાવ્યા કરે, તો ધીમે ધીમે તેનું અંતઃકરણ ખીલતું જાય છે. તેની સદ્ અસદ્ વસ્તુનો ભેદ પારખવાની વિવેક શક્તિ વધતી જાય અને પછી જે કાર્યો, ભાવનાઓ અને વિચારો પ્રભુ પ્રત્યે લઇ જાય છે, તેમાંજ તે પોતાનું સઘળું બળ વાપરે છે. તે મનને એકાગ્ર કરતાં લાલચોના પ્રસંગોમાં પણ પોતાના નિશ્ચયોને વળગી રહેતાં અને પ્રભુને પ્રિય લાગે તેવા કામો કરતાં શીખે છે. છેવટે તે દરેક કામ. લોક સંગ્રહાર્થે-યજ્ઞાર્થે-પ્રભુ પ્રીત્યર્થે કરતાં શીખે છે ત્યારે તેનું હુંપણું— અહંકાર ઓછો થતો જાય છે, અને તે પ્રમાણમાં આત્મિક જીવનનો તેને વિશેષ અનુભવ થતો જાય છે.

"ભાગ્યોદય" માસિકના અધિપતિ શ્રીયુત જેઠાલાલભાઇએ લોકોને આત્મમાર્ગ તરફ વિશેષ રૂચિ પ્રકટાવી તે માર્ગનો અનુભવ કરવા તરફ પ્રેરણા કરે તેવા વિચારો તેમના ગ્રાહકો આગળ પ્રકટ કરવાનો મને પ્રસંગ આપ્યો, તે વાસ્તે તેમનો અંતઃકરણથી આભાર માનતા આ પુસ્તકના વાચકોને એટલી જ વિનંતી કરૂં છું કે' તેમાં આપેલા વિચારો ધીરજથી અને એકાગ્રચિત્તથી વાંચી તે પર મનન કરશો અને તેમાંથી જે સારભુત જણાય તે જીવનમાં ઉતારવા પ્રયત્ન કરશો તો મને ખાત્રી છે કે તમને જરૂર શાંતિ, શક્તિ અને આનંદનો અનુભવ થયા વિના રહેશે નહિ.

રતનપોળ—અમદાવાદ

તા. ૧-૩-૨૪

મણિલાલ ન. દોશી.

# વિષયાનુક્રમણિકા

# આ પુસ્તકના લેખકે રચેલાં પુસ્તકોની યાદી.

| | | | |
|---|---|---|---|
| દિવ્ય જીવન | ૧—૦—૦ | માતપિતાનું કર્તવ્ય | ૦—૨—૦ |
| થિઓસોફીનાં મુળતત્વો | ૦—૫—૦ | ગૃહજીવનની અસર અથવા | |
| આદર્શ પુરુષ | ૦—૬—૦ | પ્રેમદ્વારા શિક્ષણ | ૦—૪—૦ |
| થિઓસોફી લેખમાળા | ૧—૦—૦ | બાળરક્ષણ તથા બાળશિક્ષણ | ૦—૨—૦ |
| સંયમ સામ્રાજ્ય | ૦—૬—૦ | પૂર્વના તારાનું મંડળ | ૦—૧—૦ |
| ભગવદ્ગીતા અધ્યયન | ૦—૧૨—૦ | સેવાનો માર્ગ | ૦—૧—૦ |
| પ્રભુમય જીવન | ૦—૧૨—૦ | મહાત્માનું હૃદય | ૦—૧—૦ |
| શ્રી બુદ્ધ ચરીત્ર | ૦—૧૦—૦ | સુખની શોધ | ૦—૧—૦ |
| ધર્મ બિન્દુ | ૨—૦—૦ | શાંતિનું સ્થળ | ૦—૧—૦ |
| ગુરુ દર્શન | ૦—૧૨—૦ | થિઓસોફી સંબંધી | |
| શ્રદ્ધા એજ જીવન | ૦—૪—૦ | બે બોલ | ૦—૧—૦ |
| પ્રભુને નામે | ૦—૪—૦ | મનુષ્યનું ભવિષ્ય | |
| વિદ્યાર્થી બંધુની સેવામાં | ૦—૪—૦ | પોતાના હાથમાં | ૦—૧—૦ |
| જગદ્ ગુરુનું આગમન | | યોગમાર્ગનો ભોમીઓ | ૦—૧—૦ |
| અને તેની તૈયારી | ૦—૨—૦ | થિઓસોફી અને કેળવણી | ૦—૨—૦ |
| જગદ્ ગુરુનું આગમન | ૦—૧—૦ | વિશ્વનું પરમ તત્વ—પ્રેમ | ૦—૨—૦ |
| રસશાસ્ત્ર | ૦—૪—૦ | | |

મળવાનું ઠેકાણું—કર્ત્તા પાસેથી

રતનપોળ—અમદાવાદ.

**ગમે તેટલા વૈભવો અથવા ધનદોલત હોવા છતાં પણ જો શરીરમાં શક્તિ નહિ હોય તો તે સર્વ સુખ નકામું છે.**

# ટૉનીક પીલ્સ

આ દવાથી શરીરમાં શક્તિ આવે છે. કાટ; ચુસ, કળતર, અશક્તિ હાડ ચઢવો; કમર દુખવી મટે છે. મગજે થંડક આપે છે; અને શરીરમાં નવી શક્તિ ઉત્પન્ન કરે છે. ધાતુગત દોષો મટાડી, ખરૂં પુરૂષત્વ બક્ષે છે. પેશાબ કે સ્વપ્ને, કે કોઇપણ રસ્તેથી ધાતુનું જવું બંધ કરી ધાતુને ઘટ્ટ કરી વધારે છે. લોહી સુધારે છે, અને સંસારના ખરા આનંદનો સ્વાદ ચખાડે છે. તમામ વૈભવ હોય છતાં પણ જો શરીર નબળું હોય, વીર્યની ક્ષીણતા હોય, અને ધાતુનું કમજોરપણું હોય તો તે સર્વ વૈભવો નકામા છે. આજકાલ ખરાબ કુટેવોથી, બ્રહ્મચર્યનું પાલન ન કરવાથી; અને બાળલગ્નથી ઘણા યુવાનપુરુષો નિસ્તેજ અને વીર્ય વિહિન થઇ ગયેલા હોય છે. તેવા મનુષ્યોએ ફરી નવેસરથી યુવાનાવસ્થાના ખરા આનંદનો ઉપભોગ કરવો હોય તો અમારી આ દવા એકવાર વાપરી જોવી. ઘણા માણસોએ તેનો લાભ મેળવી નવી જુવાની; નવુ બળ અને નવા ઉત્સાહને મેળવ્યો છે, કીં. રૂ ૧. ત્રણની કીં રૂ. ૨—૧૦. આ શિવાય તમામ રોગોની દવા મળશે.

પ્લેગકીલર—આ દવાથી ઘણા પ્લેગના દરદીઓ ફાયદો થયો છે. પ્લેગ થયો હોય તો તરત મટે છે દવા પીનારને પ્લેગ થતો નથી કીં. રૂ, ૧—૦ ડઝનની કીમત રૂ ૮—૦

## પેનહરબામ

આ બામ ચોપડવાથી—માથાનો દુઃખાવો, વા, ચસકા, કળતર તરતજ મટે છે. સંધિવા ઉપર ગુણકારી છે કિ.૦—૮—૦ ત્રણ બાટલીની રૂ.૧—૦

## ઘઘરાવળ ગુટીકા.

આ દવા ખાવાથી વઘરાવળ, સારણ ગાંઠ, ઘણું જાયછે. કીં. રૂ. ૨—૦ અલમની કી. રૂ. ૦॥

દવે કેમીકલ વર્કસ—અમદાવાદ.



# આત્મિક જીવન

## પ્રકરણ ૧ લું.

### * આત્મિક જીવનનું રહસ્ય.

મનુષ્ય પોતે તો આત્મા છે, અને સ્થૂલ વાસના અને માનસિક શરીરોદ્વારા આ જગતમાં કામ કરી રહ્યો છે. આપણે આજે આ શરીરો નહિ પણ પ્રકૃતિના બનેલા શરીરોની પાછળ રહેલા આત્મતત્ત્વનો વિચાર કરીશું. વિચારના એવા ઉચ્ચ પ્રદેશપર આપણે આજે જરા માગીએ છીએ કે જ્યાં તમને તમારી દિવ્યતાનો ખ્યાલ આવશે, અને તે દિવ્યતા અનુભવવાને તમે તત્પર થશો. જો આપણને તે ઉચ્ચ વાતાવરણનો રહેજ પણ અનુભવ થાય, તે ચૈતન્યના

* ડૉ. એની બેસન્ટના એક ભાષણ ઉપરથી.

ઉચ્ચ પ્રદેશની ઝાંખી કરી શકીએ તો જરૂર આપણે જગતની અડચણોની પેલીપાર જઈશું. કંકાસ પ્રસરાવનારાં કારણો વચ્ચે પણ શાંતિ અનુભવીશું અને દુનીઆના રાફડા વચ્ચે પણ સુખમાં રહી શકીશું. ચારે બાજુએ ધોંઘાટ અને મારામારી હોય તે વચ્ચે પણ આપણે અડગ રહીશું અને જગતના સામાન્ય લોકોને અસંતોષ અને ચિંતા થાય તેવા પ્રસંગોમાં પણ આપણે સંતોષ રાખીશું.

જગતના સર્વ તત્ત્વજ્ઞાનોનો હેતુ દુઃખનો અંત લાવવાનો છે. એવો એક પ્રદેશ છે કે જ્યાં શોક પ્રવેશ કરી શકે નહિ. જ્યાં દુઃખ સંભવી શકે નહિ. મનુષ્ય આત્મિક જીવન ગાળી આ સ્થિતિમાં જો રહી શકે તો સ્થળકાળથી મર્યાદિત હોવા છતાં પણ તે અનંતકાળની શાંતિ અનુભવી શકે. આ સ્થિતિનો અનુભવ કરવાને તેણે દુનીયાની અડચણોની પેલી પાર કેમ જવું તે શીખવું જોઇએ. પણ તે માટે જે જગતમાં તે મુકાયો છે તેનો તેણે ત્યાગ કરવાનો નથી. તે વાસ્તે ગુફા શોધવાની નથી કે જંગલમાં જવાનું નથી. તેમ જ જગતના પ્રવૃત્તિમય સ્થળોમાંથી નાસી જવાનું નથી. તે બજારમાં વ્યાપાર કરે, તે કોર્ટમાં કેસ ચલાવે, તે હોસ્પીટલમાં દરદીઓની સારવાર કરે, તે વ્યાપારીની દુકાને પોતાનું કામ કરે, અથવા તો રાજગાદી પર બેસી રાજ્ય ચલાવે. ખરી શાંતિ વાસ્તે—આત્મિકજીવન વાસ્તે—આવો મનુષ્ય સાંસારીક મનુષ્ય કરતાં દરેક ફરજ વધારે સારી રીતે બજાવે છે, પોતાને માથે આવેલી કોઈપણ ફરજ અદા કરતાં તે જરાપણ પાછો હઠતો નથી, પણ પોતાની પૂર્ણ શક્તિથી, પોતાના પૂર્ણ સામર્થ્યથી અદા કરે છે, છતાં તેવો મનુષ્ય દુનીયામાં રહી પોતાની દિવ્યતા અનુભવે છે, અને દુનિયાના ક્ષણિક સુખો સારૂ પ્રવૃત્તિ કરતો નથી પણ પ્રભુની દિવ્યશક્તિના સાધન તરીકે કામ કરે છે.

હવે આત્મા તે શું! જ્યાં સુધી આત્માનું સ્વરૂપ આપણા સમજવામાં ન આવે ત્યાં સુધી આત્મિકજીવનનું રહસ્ય આપણે કેવી રીતે સમજી શકીએ! આત્મા એ પ્રભુનો અંશ છે, શ્રીકૃષ્ણ ભગવદ્‌ગીતામાં જણાવે છે કે **મમૈવાંશો જીવભૂતઃ** જીવ મારો અંશ છે. આત્માને યથાર્થ સમજવાને જો અમે ભગવદ્‌ગીતા તરફ લક્ષ આપશો તો તમને જણાશે કે ત્યાં આત્માને દેહમાં રહેનાર દેહી તરીકે ગણેલો છે. આપણે આ લેખમાં શરીરોનો નહિ પણ આત્માનો વિચાર કરવા માગીએ છીએ. આત્મા તે મનુષ્યમાં રહેનાર પ્રભુ છે. ભગવદ્‌ગીતા જણાવે છે કેઃ

**गतासूनगतासूंश्च नानुशोचन्ति पण्डिताः**

"શાણા પુરુષો મરેલા તેમજ જીવતા કોઈને પણ વાસ્તે શોક કરતા નથી," આ જગતના જીવન અને મરણને લીધે ઉપજતા શોકની પણ પેલી પાર જવાનું—વૈરાગ્ય ધારણ કરવાનું—કારણ ભગવદ્‌ગીતામાં એવા સારા રૂપમાં જણાવવામાં આવ્યું છે કે અત્રે તેનો ઉલ્લેખ કર્યા વિના ચાલતું નથી. ત્યાં દરેક જીવ વિષે કહેવામાં આવ્યું છે કેઃ—

**न त्वेवाहं जातु नासं न त्वं नेमे जनाधिपाः ।**
**न चैव न भविष्यामः सर्वे वयमतः परम् ॥**
**न जायते म्रियते वा कदाचिद् नायं भूत्वा भविता वा न भूयः**
**अजो नित्यः शाश्वतोऽयं पुराणो न हन्यते हन्यमाने शरीरे ॥**
**वासांसि जीर्णानि यथा विहाय नवानि गृह्णाति नरोऽपराणि**
**तथा शरीराणि विहाय जीर्णान्यन्यानि संयाति नवानि देही ॥**

भ. गी. अ. २

અર્થ—એવો એક પણ સમય ન હતો કે જ્યારે હું, તું, અથવા આ મનુષ્યોના રાજાઓ ન હતા. તેમજ ભવિષ્યમાં પણ આપણે હયાતીમાં નહિ હોઇએ એવું બનશે નહિ. આત્મા જન્મતો નથી, મરતો નથી, તેમજ જન્મ્યા પછી તે ફરીથી થતો નથી, તે જન્મ્યા વગરનો નિત્ય, શાશ્વત અને સનાતન છે. શરીરનો નાશ થવા છતાં પણ તે નાશ પામતો નથી. જેવી રીતે મનુષ્ય જીર્ણ વસ્ત્રો ત્યાગ કરીને નવાં વસ્ત્ર ગ્રહણ કરે છે, તેવી રીતે આત્મા જીર્ણ શરીરોનો ત્યાગ કરીને નવાં શરીરોમાં પ્રવેશે છે, તે પછી બહુજ ભારપૂર્વક વિજયધ્વાનથી શ્રીકૃષ્ણ જણાવે છે કે—

नैनं छिन्दन्ति शस्त्राणि नैनं दहति पावकः ॥
न चैनं क्लेदयन्त्यापो न शोषयति मारुतः ॥२३॥
अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव च
नित्यः सर्वगतः स्थाणु रचलोऽयं सनातनः ॥२४॥
अव्यक्तोऽयमचिन्त्योऽयमविकार्योऽयमुच्यते
तस्मादेवं विदित्वैनं नानुशोचितुमर्हसि ॥२५॥
भ. गी. अ. २

આત્માને શસ્ત્રો કાપતાં નથી, અગ્નિ બાળતો નથી, પાણી તેને ભીંજવતું નથી, પવન તેને સુકવતો નથી, તે આત્મા છેદાતો નથી, બળતો નથી, ભીંજાતો નથી, સુકાતો નથી, તે નિત્ય, સર્વવ્યાપી, સ્થિર, અચળ અને સનાતન છે, તે આત્મા અવ્યક્ત છે, અચિંત્ય, અવિકારી છે. આ પ્રમાણે આત્માને જે જાણે છે, તેણે શોક કરવો નહિ.

આત્માનું સ્વરૂપ આ પ્રમાણે ટુંકાણમાં આપવામાં આવ્યું છે. જો તમે પોતે આ શરીરમાં રહેનાર આત્મા હો, આ નાશવંત

શરીરમાં રહેલા તમે સમજો કે જન્મ મરણ તમને અસર કરી શકે નહિ, જો તમે પોતાને શાશ્વત અને સનાતન માનો, તો પછી તમને મોહ કે શોકને વાસ્તે અવકાશ ક્યાં છે ?

શું તમે પ્રભુના જીવનના ભાગીદાર નથી? શું તમે પ્રભુ જેટલા જ શાશ્વત નથી? તો પછી દેહોમાં રહેલી દેહી અને દેહનો શો સબંધ છે!

તમે અનંત કાળના પ્રવાસી છો—આ વિચાર જો તમને પ્રથમ દ્રષ્ટિએ અપરિચિત લાગતો હોય તો દેહી અને દેહ બીજા શબ્દોમાં કહીએ તો આત્મા અને તેના શરીરો વચ્ચેનો ભેદ આપણે સમજવો જોઇએ. તે માટે કુદરતમાંથી આપણે એક દ્રષ્ટાંત લઇશું.

આપણો આત્મા જ પુનઃ પુનઃ જન્મ લે છે, તે સબંધમાં વિખ્યાત વિજ્ઞાનશાસ્ત્રી થોમસ હક્ષલી જણાવે છે કે : " કુદરતમાં આ પુનર્જન્મના સિદ્ધાંતને ટેકો આપનારાં ઘણાં તત્ત્વો છે, પણ તેનો નિષેધ કરનાર કોઇ પણ તત્ત્વ નથી. દાખલા તરીકે જંગલના એક મોટા વૃક્ષનો વિચાર કરો. આ વૃક્ષ આ પૃથ્વીપર કેવી રીતે ઉગે છે—વૃદ્ધિ પામે છે—તેનું જીવન તપાસો. તેને દર વર્ષે નવાં પાંદડાં આવે છે. આ પાંદડાં હવામાંથી પોષણ મેળવે છે, અને તે પોષણ વડે વૃક્ષ જીવે છે. જ્યારે પાંદડાં ખરી જાય ત્યારે પણ તેના તત્ત્વો રસમાં ભરાઇ જાય છે. પાંદડાંદ્વારા મેળવેલું પોષણ રસ મારફતે નીચે આવેલા મૂળીઆમાં એકઠું થાય છે, અને મનુષ્યોની દૃષ્ટિથી અદૃશ્ય ત્યાં તે રહે છે; પણ વસંતઋતુ આવે છે, શીઆળો પુરો થાય છે, પક્ષીઓના મધુરગીત આપણે કાને પડવા લાગે છે, અને કુદરત નવા પોશાકમાં પ્રકટ થવા પ્રયત્ન કરે છે, રસ થડ મારફતે ઉંચે ચઢે છે. અને ડાળીઓ સુધી પહોંચી જાય છે. તે જીવન આપનાર રસ વૃક્ષના દરેક ભાગને પહોંચી જાય છે.

તે જીવન આપનાર રસ વૃક્ષના દરેક ભાગને પહોંચે છે. વૃક્ષને ફળઓ આવવા લાગે છે. નવાં પાંદડાં દેખાવા લાગે છે, અને એક વાર ફરીથી તે વૃક્ષ ઉનાળામાં શોભીતું બને છે, અને વૃક્ષ જીવતું રહે તે માટે પાંદડાં પોષણ આપનારાં તત્વો હવામાંથી ખેંચવાનું કામ આરંભે છે.

મનુષ્યનું જીવન પણ આવાજ પ્રકારનું છે. મનુષ્યનો આત્મા વૃક્ષ જેવો છે. તે દિવ્ય બીજ છે, જેને માનુષીક વનરૂપી ધરતીમાં વાવવામાં આવ્યું છે, વૃક્ષનાં પાંદડાં તે મનુષ્યની જીંદગીઓ સમાન છે સર્વ દેખે તેમ તે પ્રગટ થાય છે કે જેથી તે પાંદડાં પોષણ મેળવી શકે. અને તે એવા રૂપમાં ફેરવી નાંખે કે જેથી આત્માની ખીલવણી થાય. તે પોષણ મેળવે છે, અને રસરૂપ પોતાનો અનુભવ અર્પણ કરે છે. ને પાંદડાં ખરી પડે છે અને નાશ પામે છે અને સુકાં પાંદડાંને કાં તો બાળવામાં આવે છે અથવા તો કબરમાં દાટવામાં આવે છે, પણ જીંદગીના અનુભવ રૂપ રસ તો આત્મા તરફ વળે છે. અનુભવ દ્વારા જે પોષણ જીંદગીને પૃથ્વીપર મળે તે પોષણ તે આત્માને આપે છે, આત્મામાં તે અનુભવ શક્તિરૂપે પરિણમે છે, અને જ્યારે ફરીથી જન્મ લેવાનો પ્રસંગ આવે છે, ત્યારે જેમ વૃક્ષ નવાં પાંદડાં પ્રકટાવે છે, તેમ આત્મા નવો જન્મ લે છે. ફરીથી આત્મા જીવન શાળામાં બેસે છે, અને ફરીથી પોષણ મેળવે છે. અને તે દ્વારા આત્મા વિકાસ પામે છે. ઉપર પ્રમાણેનો સંબંધ આત્મા અને તેના દેહો વચ્ચેનો-અમર અને નાશવંત તત્વો વચ્ચેનો-છે, તમારૂં જીવન વૃક્ષના પાંદડાં જેવું અને તમે વૃક્ષ જેવા છો કે જે વૃક્ષ મરતું નથી પણ નવાં પાંદડાંને જન્મ આપ્યાં કરે છે.

આ યથાર્થ સમજવામાં આવે તો તાને આત્માના સ્વરૂપનો ખ્યાલ આવી શકે. આત્મા શરીરો દ્વારા જોઇતું પોષણ મેળવી લે છે, પણ પોતે તો જન્મતો નથી, તેમ મરતો પણ નથી, પણ પોતાની અનંત શકિતઓમાંથી અમુક શકિતઓ પ્રકટ કરે છે કે જે ઉપરથી મનુષ્ય કેટલો વિકાસ પામ્યો છે તે સમજી શકાય છે.

આત્માનું અમર જીવન મર્ત્ય શરીરમાં જ્યારે પ્રકટ થાય છે ત્યારે તે જીવનના વિકાસનો આપણને ખ્યાલ આવે છે. આપણે પ્રથમ જણાવી ગયા તેમ આત્મા તો તે પ્રભુનો અંશ છે. શ્રીકૃષ્ણ આત્માને પોતાના અંશરૂપ જણાવે છે અને તે ઉપરથી આત્માના ગુણોનો આપણને સહજ ખ્યાલ આવે છે. અને તે ઉપરથી આપણે દુનીયાના જડ જીવનમાં ગુંથાયેલા હોવા છતાં આત્મિક જીવન આપણામાં ક્યારે પ્રકટ થાય, તે પણ આપણા સમજવામાં આવે છે.

આપણે જાણીએ છીએ કે પ્રભુના ત્રણ મહાન ગુણો છે. અને જો મનુષ્ય પ્રભુનો અંશ હોય તો તે જ ગુણો મનુષ્યમાં પણ જણાવા જોઇએ. પ્રભુમાં તે ગુણો અમર્યાદિત છે, ત્યારે મનુષ્યમાં તે મર્યાદિત હોય છે. પ્રભુમાં તે પૂર્ણ છે ત્યારે તે ગુણો મનુષ્યમાં ખીલતા જતા હોય છે. પ્રભુના ત્રણ ગુણોમાંથી એક ગુણ શક્તિ છે; કારણ કે તે દુનિયાનો રાજા છે. અને તે શકિતનું પ્રતિબિંબ મનુષ્યમાં પડે છે. ત્યારે તે પ્રતિબિંબ ઇચ્છાશકિત રૂપે પ્રકટ થાય છે. આ ઇચ્છાશકિત ગમે તેટલી દબાયલી અથવા મર્યાદિત હોય તો પણ તે પ્રભુની શકિત છે. પ્રભુમાં પૂર્ણ સ્વભાન છે. જે વડે તે પોતાને જાણે છે ને પોતાની અંદર રહેલ સર્વ કાંઇ જાણે છે. કારણ કે પ્રભુ સિવાય બીજું કાંઇ છે જ નહિ, તે જ એક અદ્વિતીય છે. એ જ રીતે મનુષ્યમાં આપણે બીજું સ્વરૂપ જ્ઞાનનું જોઇએ છીએ તે આપણને મનુષ્યમાં રહેલી દિવ્યતાનો સાક્ષાત્કાર

કરાવે છે તે સમયે મનુષ્ય શબ્દોથી નહિ પણ ખરેખર કહી શકે છે સોऽहम् "હું તે છું." તે જ્ઞાન એજ ખરૂં જ્ઞાન છે; અને તે સિવાયના જ્ઞાનને શાસ્ત્રોમાં અજ્ઞાન તરીકે ગણવામાં આવ્યું છે. અને પ્રભુની ઉત્પાદક શક્તિ મનુષ્યમાં મનરૂપે પ્રકટ થાય છે. આ ઉત્પાદક શક્તિ વડે મનુષ્ય બધી વસ્તુઓ નવી બનાવે છે.

આ પ્રમાણે જો આપણે મનુષ્યનો ત્રિવિધ સ્વભાવ જાણીએ અને તેની સાથે તે મનુષ્યમાં ઇચ્છાશક્તિ, જ્ઞાન અને ઉત્પાદકશક્તિ છે, તેનો ખ્યાલ લાવીએ તો પછી પ્રશ્ન એ થાય છે કે આ આત્મિક ગુણો તેના સામાન્ય જીવનમાં કેવી રીતે પ્રકટ થાય છે અથવા તો માનુષી જીવનની પ્રવૃત્તિઓ કરતાં દિવ્ય જીવનની પ્રવૃત્તિઓને ભિન્ન ઓળખાવનારાં કયાં તત્વો છે, તે આપણે કેમ જાણી શકીએ?

આપણે માનુષી જીવનને દોરતી ઇચ્છાઓની પ્રવૃત્તિઓથી આત્મિક પ્રવૃત્તિને કેવી રીતે જુદી જાણી શકીશું? મનુષ્ય વિષય સુખ પાછળ દોડે છે, કીર્તિ પાછળ ધસે છે, સામાજીક પ્રતિષ્ઠા સારૂ પ્રયત્ન કરે છે, અને રાજકીય સત્તા મેળવવા મથે છે.

હવે આપણે વ્યાપારીના ધંધા લઇએ. તે પ્રભુના હાથનું કામ કરે છે તે મનુષ્યોના ભરણપોષણ વાસ્તે જે વસ્તુઓ જોઇએ છે તે પુરી પાડે છે. જો તે આ બાબત સમજે તો દુકાનો કેટલી પવિત્ર અને ઉમદા બને. પછી માલમાં ભેળસેળ થશે નહિ. એક ચીજ બતાવીને તેને બદલી બીજી ચીજ આપવામાં આવશે નહિ. લુગડામાં કાંજી વધારે નાખવામાં આવશે નહિ ખાંડમાં રેત ભેળવવામાં આવશે નહિ. ચામાં લાકડાની સળીઓ માલમ પડશે નહિ. ટુંકામાં કોઇ પણ વસ્તુમાં ભેળસેળ જણાશે નહિ. કાયદાની બાબતમાં તેમ જ વ્યાપારની બાબતમાં આધ્યાત્મિકતા પ્રવેશ કરતાં દુઃખનો નાશ અને સુખનો વધારો થશે.

આ દૃષ્ટિ રાખી આપણે ગૃહજીવનનો પતિપત્નિના સંબંધનો વિચાર કરીએ. જે પતિ પોતાને દિવ્યપતિ તરીકે માને છે.—શું શ્રીકૃષ્ણે કહ્યું નથી કે હું પતિ છું—તે સમજશે કે પત્ની કેવળ તેના મોજશોખને વાસ્તે કે તેની સગવડો સાચવવા તેમજ તેના સુખમાં વધારો કરવા અથવા તો તેની સ્વછંદી વૃત્તિ તૃપ્ત કરવા માટે જ નથી, પણ વિષ્ણુ જેમ પોતાની દુનિયા પ્રત્યે વર્તે છે, તેમ પતિએ સ્રીના મ્હાનાર, અને રક્ષણ કરનાર થવું જોઇએ. અને સ્રીના નબળા ખભા ભાર નીચે ન દબાઇ જાય માટે ગૃહજીવનનો બોજો ઉઠાવવામાં તેને મદદ કરવી જોઇએ. અને પતિએ પત્ની તરફ રક્ષણ કરનારો અને મમતા દેખાડનારો પ્રેમ રાખવો જોઇએ. પત્નીએ પતિને વિષ્ણુરૂપ ગણીને પોતે તેના પ્રત્યે લક્ષ્મી જેવા ભાવ ભજવવો જોઇએ. તેણે પતિને રક્ષણ કરનાર અને દોરનાર તરીકે ગણવો જોઇએ કે જેથી માગ્યા સિવાય પણ તેની સેવા માટે પોતાનો પ્રેમ વહન કરે અને હક તરીકે નહી માગવામાં આવેલો હોવાથી તે પ્રેમ વધારે પ્રાણ બને છે, અને જેવી રીતે પ્રભુને પુષ્પ ચઢાવે છે, તેમ આ સ્રી પોતાના પતિને પ્રેમનાં પુષ્પો અર્પે છે

જો કોઇ પિતા આધ્યાત્મિક જીવન ગાળવા માગતો હોય તો તેણે મનુષ્યોના પિતા અને રક્ષનાર પ્રભુ તુલ્ય થવું જોઇએ, તમે દિવ્ય પિતાના મૂર્તિ છો. એવો જો તમને ખ્યાલ આવે તો તમારા પુત્રો તથા પુત્રીઓ પ્રત્યે તમારે કેવી રીતે વર્તવું જોઇએ !

કોઇ પણ અડચણ પ્રસંગે તમારા પુત્રો તથા પુત્રીઓ તમારી પાસે દોડતા આવવા જોઇએ; પણ અત્યારે તો ઘણા પ્રસંગોમાં તેઓ માબાપથી ભાગતા ફરે છે. કારણ કે તેઓ માતાપિતાને ચ્હાતા નથી, પણ ડરતા રહે છે. આવી શોકજનક સ્થિતિ થવા

પામી છે. જો પિતાનું જીવન ખરૂં આધ્યાત્મિક હોય તો છોકરાઓ તેને પોતાના ઈષ્ટમાં ઈષ્ટ મિત્ર અને બહુજ દયાળુ રક્ષક લેખે ગણશે. તેઓ કોઇ પણ હકીકત પોતાના બાપને ગુપ્ત રાખશે નહિ અને આધ્યાત્મિક જીવન ગાળનાર પિતા, પુત્રો એવે અવસરે રક્ષણ કરી શકશે. તમે બધા જાણો છો કે તમારામાં અનેક દોષ છે. તમે પાપ કરો છો, અથવા કોઇ બાબતમાં નિર્બળતા બતાવો છો, ત્યારે તમે પ્રભુ પાસેથી દયાની આશા રાખો છો, તો તમારે પણ તેવીજ દયા તમારા છોકરાઓ પ્રત્યે રાખવી જોઇએ અને તેમને માર્ગમાં આગળ વધારવા જોઇએ; અને જ્યારે તમે વૃદ્ધ થશો ત્યારે જેવી રીતે ભકતો પ્રભુ પ્રત્યે ભાવ બતાવે છે, તેવી રીતે તેઓ તમારા પ્રત્યે વર્તશે. તમે તેમનું યુવાવસ્થામાં રક્ષણ કર્યું અને પ્રેમ દોર્યા; તેથી તેઓ વૃદ્ધાવસ્થામાં તમને ટેકારૂપ થશે. હવે તમારી પુત્રીઓનો વિચાર કરો. જો તમે દિવ્ય પિતાનું જીવન ગાળતા હો તો તમારી પુત્રીઓ જે ફરજોની તમારી પાસેથી આશા રાખે તેવી ઘણી ફરજો શું તમે તેમના પ્રત્યે અદા કરવાને ચુકયા નથી? તમે સાત, આઠ, નવ નવ વર્ષથી પુત્રીઓને તૂટે નહી તેવા લગ્નના સંબંધમાં જોડી દો છો, તેઓ લગ્નની પ્રતિજ્ઞા શી છે, તે સમજતી થાય તે પહેલાં તમે તેમનાં લગ્ન કરી નાખો છો, આથી તેઓ ઘણીવાર બાળપણમાં વિધવા બને છે. જેથી તેમના જીવન ઉપર શોકનું વાદળ આવી જાય છે. જે પતિ સાથે તે રહેવા પણ પામી નથી, તે મૃત પતિની છાયાનું સ્મરણ કરતી બેસે છે.

અરે! હિંદની સાસરે પણ નહિ ગયેલી તેવી પવિત્ર વિધવાઓનો વિચાર કરો અને પછી કહો કે તેમના પિતાએ તેમના ભણી પોતાની ફરજો બજાવી છે? જ્યારે પુત્રના હાથમાં બાળક નહી પણ ઢીંગલી હોવી જોઇએ, તેવા નાની વયની પુત્રીને માતા થવાની

૧૧૩૬૧



જોખમદારીઓ અને દુઃખો વહેવા મોકલવા ક્યા ખરા પિતાને હક છે? જ્યાં તે પુત્રીનું પિતાએ રક્ષણ કરવું જોઈએ, અને તેને દોરવી જોઈએ, તેવા સમયે તેને પરણાવી સાસરે મોકલવાનો પિતાને શો હક છે! સ્વરાજ્ય અને સ્વતંત્રતાને યોગ્ય દેશના શહેરીઓ તરીકે તમારા પુત્રો અને પુત્રીઓ બને, તે માટે તમારે આધ્યાત્મિક મનુષ્યો તરીકે આ દિશામાં ઘણું કરવાનું છે. બાળક પતિ અને બાળક સ્ત્રી સ્વતંત્રતા ભોગવતા દેશના શહેરીઓ થઈ શકે નહી. બાળકોને તેમની લાયકાત પહેલાં પુખ્ત વયના મનુષ્યો કરવા યોગ્ય કામો સોંપવામાં આવે છે, અને આથી તેઓ નબળા બને છે. અને અકાળે પડેલા બોજાની અસરથી તેઓ કદાપિ મુક્ત થઈ શકતા નથી.

ત્યારે આત્મિક જીવન શું તેનો ખ્યાલ લાવો, આત્મિક જીવન એટલે ફરજ. આત્મિક જીવન એટલે પ્રેમ, પ્રભુ જેવી રીતે આખા વિશ્વમાં પોતાની ફરજો બજાવે છે, તેવી રીતે તમારે કુટુંબમાં અને શહેરમાં તમારી દરેક ફરજ બજાવવી જોઈએ, એવું ધારીને કે તમે પણ દેહધારી પ્રભુ છો.

હવે એક બીજી બાબત કહેવાની રહે છે. આપણે આધ્યાત્મિક જીવન ગાળવાને ઓછો વધતો પ્રયત્ન કરીએ છીએ આપણે પ્રભુ સાથેના ઐક્યની વાતો કરીએ છીએ, આપણે મહત્તા, પવિત્રતા, જ્ઞાન અને પ્રેમ તરફ વિશેષ આગળ વધવાની ઈચ્છા પ્રકટ કરીએ છીએ, આ બધું ઉપયોગી છે. પણ એક એવી બાબત છે કે જે આપણે વિચારવી જોઈએ, કારણ કે આધ્યાત્મિક જીવન વાસ્તે તે જરૂરની છે.

જીવન એક છે. પછી તે જીવન પાપીમાં હોય કે સંતમાં હોય, તે ચંડાળમાં હોય કે પવિત્ર પુરૂષમાં હોય—પણ સર્વ જીવન દિવ્ય છે, કારણ કે પ્રભુ એક છે.

તમે પ્રભુ સાથે એક થવા ઇચ્છો છો. તમે ઋષિઓ સાથે એક થવા ચાહો છો !

તમે મહાત્માઓ અથવા સંતો સાથે ઐક્ય અનુભવવા માગો છો, શું તમે વિષયી, વેશ્યા, ચોર સાથે તમારૂં ઐક્ય કબુલ કરવા તૈયાર છો ?

તેમાં પણ પ્રભુ-કામ કરી રહ્યો છે, ત્યારે આધ્યાત્મિક જીવનની કસોટી શી ?

તમે પવિત્ર છો. તમારી પવિત્રતાનો હેતુ શો ? તમે તમારી જાતને બીજાથી અલગ ગણો અને તમારા જીવનથી સંતોષ પામો, કારણ કે તમે બીજાઓ કરતાં વધારે સારા છો. શું આ પવિત્રતાનો હેતુ છે ?

બીલકુલ નહિ. તમારી પવિત્રતા એટલા વાસ્તે છે કે તમે અપવિત્રોમાં અપવિત્ર મનુષ્યોની વચમાં જાઓ અને તમારી પવિત્રતાથી તેમને પવિત્ર બનાવી દિવ્ય જીવનનો અનુભવ કરવાના માર્ગે સમીપ લાવી શકો. તમે જ્ઞાની છો. અજ્ઞાનીઓ તમને પસંદ પડતા નથી. તમે વગર કેળવણીવાળાઓથી, અભણોથી અને સંસ્કાર વગરના મનુષ્યોથી પાછા હઠો છો. પણ તમને જ્ઞાન એટલા વાસ્તે મળ્યું છે કે તમે અભણ અને અધમ લોકોમાં કેળવણીનો પ્રચાર કરી જાઓ કે જેથી તેઓ તમારા જ્ઞાનવડે વિશેષ જ્ઞાની બને, અને તમારામાં તથા તેમનામાં જે એક જીવન છે, તેનું જ્ઞાન તમારી સાથે પ્રાપ્ત કરી શકે. [illegible] જ્ઞાન છે. આપણે [illegible] એમ માગીએ છીએ કે ઉંચા પુરૂષો નીચા નમીને આપણો ઉદ્ધાર કરે.

આપણે પોતાથી નીચી [illegible] કક્ષા પર ઉભેલા જીવો પ્રત્યે નીચા નમીને તેમને આપણી કક્ષામાં લાવવામાં શું આપણે ખુશી લઈએ ? જો આપણે આ કામ ન કરી શકીએ તો આપણામાં આધ્યાત્મિક જ્ઞાન નથી. આપણામાં ખરો ધર્મ નથી. પવિત્રતાએ [illegible]

સ્વાર્થ છે, અને હલકી વસ્તુઓ પ્રત્યેનો રાગ ઉચ્ચ વસ્તુઓ પ્રત્યેના રાગનું સ્વરૂપ ધારણ કરે છે, માટે આધ્યાત્મિક જીવનનો વિચાર કરતાં-એ વાત ખાસ લક્ષમાં રાખવા જેવી છે કે તે જીવન બીજાને બાતલ કરનારૂં નથી, પણ સર્વને પોતાનામાં સમાવનારૂં છે, તે સર્વને પોતાના બનાવે છે. તે કોઇને બહિષ્કૃત ગણતું નથી, તે પોતાનું જીવન સર્વ સાથે વ્હેંચી આપવા ખુશી હોય છે. અને એવો મનુષ્ય પોતાના વિશાળ જીવનને કીંમતી એટલા માટે ગણે છે કે તે પોતાનું વિશાળ જીવન પોતાના બંધુની સાંકડી પ્રણાલિકામાં રેડી શકે, અને આ પ્રમાણે વિશેષ જીવન આવતાં પહેલાં તે પ્રણાલીકા જેટલી યોગ્ય હતી તેના કરતાં વિશેષ યોગ્ય થઇ શકે.

આપણે આ વિષય સમાપ્ત કરીએ તે પૂર્વે હું તમારા સંન્મુખ એક ચિત્ર રજુ કરવા માગું છું. અરે હું ધારૂં છું કે મારા લેખના શબ્દો કદાચ તમારા સ્મરણ પટમાંથી ભુંસાઇ જાય, પણ આ ચિત્ર તમને વિશેષ યાદ રહેશે, ધારો કે તમે કોઇ કારીગરના પાસે ઉભા છો. તે કારીગર પત્થર ઉપર કામ કરતો હોય છે. હાલ પણ ઘણા કારીગરો જાતે જ ઉંચું કામ કરે છે. તે પત્થરને કોતરે છે અને તેમાંથી પોતે મનમાં કલ્પેલી મુર્તિ નિપજાવવા પ્રયત્ન કરે છે. હવે જો તમે તે કારીગરને પુછશો તો તે જણાવશે કે તેની આગળ આ એક પત્થરનો ટુકડો પડેલો છે, અને તેમાંથી તે મુર્તિ ઘડી કાઢતો નથી, પણ તે પત્થરના ટુકડા નીચે મુર્તિ સંતાયેલી છે, જે તે કારીગર જોઇ શકે છે. તે પોતાના હથોડા અને ટાંકણાવતી તે મુર્તિ સિવાય બીજો નકામો પત્થરનો ભાગ કોતરી કાઢે છે; અને આ પ્રમાણે તે પત્થરમાં રહેલી મુર્તિને બહાર કાઢતો જાયછે. તમે કે હું જે મુર્તિને ન જોઇ શકીએ તે મુર્તિને તે પોતાની બુદ્ધિની તીવ્રતાવડે જુએ છે, અને પોતાની હથોડી અને ટાંકણાવતી તે મુર્તિ સિવાયનો નકામો ભાગ કાઢી

નાંખે છે તે શરીરના સુંદર અવયવોને ઘડતો નથી, કારણ કે મૂર્તિ તો પત્થરમાં વિદ્યમાન હતી. તમારા પણ એવી જ સ્થિતિ છે તમારા માનુષી જીવનરૂપી પત્થરમાં પ્રભુની મૂર્તિ છુપાયેલી પડેલી છે. તે મૂર્તિ તમારા હાડમાંસના શરીર નીચે લાગણીઓ અને મનની નીચે સંતાયેલી પડી છે. તમારે તે મૂર્તિને નવી રચવાની નથી. તે ત્યાં જ છે, તમારે તે નવી બનાવવાની નથી, તમારે તેને છુટી કરવાની છે. પ્રભુ તમારી અંદર રહેલો છે. તે પ્રકટ થવાને રાહ જોયા કરે છે; અને મનુષ્યની દ્રષ્ટિ આગળ તે જીવતા પ્રકટ થવાને અંતરાય રૂપ જે બાબતો હોય તે દૂર કરવાનું ભવ્ય કામ તમારૂં છે. હવે આ તમારૂં ટાંકણું તે તમારા વિચાર છે. અને તમારો હથોડી તે તમારૂં સંકલ્પબળ છે. સંકલ્પબળરૂપી હથોડો હાથમાં લો, વિચાર રૂપી ટાંકણું હાથમાં પકડો, અને જ્યાં સુધી પ્રભુરૂપ મૂર્તિ ન દેખાય ત્યાં સુધી તેને આવરણ કરનારી શરીરની અને મનની લાગણીઓને કાઢી નાખો. આમ કરવાથી માનુષી જીવનરૂપી પત્થરમાંથી દિવ્ય મૂર્તિ તેના સુંદર પોશાકમાં પ્રકટ થશે. પ્રભુનું તેજ પ્રકટવા લાગશે, કે જે તેજથી સઘળા મનુષ્યોને પ્રકાશ અને ગરમી મળી શકશે. મનુષ્યમાં રહેલો પ્રભુ પૃથ્વીપર વિચરવા લાગશે, અને મનુષ્ય જાતિને માટે કામ કરવાની કીર્તિ તમને પ્રાપ્ત થશે. માટે જીવનના કારીગર બનો. દુનિયાની દુકાનમાં કામ કરનારા કારીગરો બનો. આમ કરશો તો જ્યારે તમે આ સ્થૂલ શરીર છોડી જશો ત્યારે તમે પોતાને શરીરો નહિ પણ શાશ્વત આત્મા તરીકે જાણી શકશો, અને તમારૂં જીવન વધારે વિશાળ થશે, તમારૂં નસીબ વધારે ભવ્ય થશે, અને તમારૂં ભવિષ્ય વધારે મહાન્ થશે. તમે સ્વતંત્ર થશો. તમે પ્રકટ પ્રભુ થશો–કે જે મનુષ્ય જીવનનું સાધ્ય અને અંતિમ હેતુ છે.



## પ્રકરણ ૨ જું.

### * આત્માનું સ્વરૂપ.

આત્માનું સ્વરૂપ સમજવું એ કાંઇ સ્હેલું કામ નથી. આપણે આ ભૂતાત્મા ( Personality ) ની પાછળ જવાને કોઇ કોઇવાર પ્રયત્ન કર્યા હશે, પણ ઘણીવાર તેમાં આપણને નિષ્ફળતા મળી છે. કેટલાક લોકો કહે છે કે જ્યારે તેઓનું વય ત્રણ વર્ષનું હતું, ત્યારે સ્વભાન-હું જુદી વ્યક્તિ છું એવું ભાન-પ્રથમ તેમના મનને થવા લાગ્યું. બાલ્યાવસ્થામાં બગીચામાં એકલા પડી જવાથી અથવા માતાના રક્ષણ કરનારા હાથથી છુટા પડવાથી આમ બન્યું હતું. સર્વ નવાં અનુભવોનો તે પ્રારંભકાળ હતો. આવા કોઇ જાતના અનુભવ પૂર્વે સ્વભાન બાલ્યાવસ્થામાં ખરીરીતે ભાગ્યેજ હોય છે. ટેનીશન કવી લખે છે કેઃ-

The baby new to earth and sky,
What time his tender palm is prest

---

* ઉપનિષદ્‌ના શિક્ષણના આધારે-મૂળલેખક એડવર્ડ કાર્પેન્ટર.

Against the circle of the breast
Hath never thought that "This is I"

પૃથ્વી તથા આકાશ બાળકને તદ્દન નવીન લાગે છે, પોતાની માતાના સ્તનને ધાવવા વળગે છે, તે સમયે પણ "હું આ છું" એવું સ્વભાન તેને હોતું નથી. તે બાળકને ભાન તો હોય છે, પણ સ્પષ્ટ સ્વભાન હોતું નથી, આ સ્વભાનના અભાવ અથવા ખામીમાં બાળકોની તથા પશુઓની માનસિક ક્રિયામાં જે ન સમજાય તેનો ખુલાસો મળી શકે છે. બાળકને ભય બહુજ ઓછો અથવા નહિ જેવો હોય છે, તેને ભય પામવાનું કાંઇ કારણ હોતું નથી. તેણે પોતાની એવી મુર્તિ રચી નથી કે જેને કોઇ ઇજા કરી શકે તે દુ:ખ અથવા અગવડથી કંટાળે, પણ ભવિષ્યમાં થનાર દુઃખનો તેનો ખ્યાલ હોતો નથી, (અને ભવિષ્યનો ખ્યાલ બાંધવો એ દુખનું એક લક્ષણ છે.) દુ:ખ અને સ્વભાન એક બીજા સાથે જોડાયેલાં છે, તેવીજ રીતે પશુઓના સંબધમાં પણ આપણે વિચાર કરી શકીએ. આખી રાત ઘોડો કે ગાય ખેતરમાં બહાર પડી રહેવાનું કેવી રીતે સહન કરી શકે છે? ત્યાં તેમને વરસાદ કે ઠંડી સહન કરવાં પડે છે, છતાં ધીરજથી તે સહન કરતાં જણાય છે. આનું કારણ એમ નથી કે તેમને અગવડ પડતી નથી; પણ આખી રાત તેમને આ સહન કરવું પડશે, એનો તેમને બીલકુલ ખ્યાલ હોતો નથી. વળી આ સાથે આપણો પોતાનો અનુભવ છે કે આપણાં દુઃખોમાંના નવદશાંશ દુ:ખ તો ભવિષ્યની આપત્તિનો વિચાર કરવાથી ઉદ્દભવે છે; આથી આપણે સમજી શકીએ છીએ કે પશુઓમાં સ્વભાનનો અભાવ હોવાથી અથવા સ્વભાન ઘણુંજ થોડું ખીલેલું હોવાથી તેઓ જે ભારે દુઃખો સહન કરી શકે છે, તે દુ:ખ જો આપણને સહન કરવું પડતું હોય તો જરૂર આપણે ગાંડા બની જઇએ.

સમય જતાં બાળકને સભાન થતું જાય છે. અને યુવક કે યુવતીને આત્માનું ભાન થતું જાય છે. તેનું ભાન બહુજ અવ્યસ્થિત સ્થિતમાં હોય છે, પણ તે બાબતમાં કાંઈ શકાં નથી. આત્માના સ્વરૂપ વિષે જો કોઇ બાળકને પુછવામાં આવે તો તે પ્રશ્નનો નીકાલ આણવામાં તેને કાંઇ અડચણ પડશે નહિ. તે કહે છે કે "હું કોણ છું તે હું સારી રીતે જાણું છું." "હું જીમી થાકીન છું, મારા વાળ સ્તાશ પડતા છે, મારૂં વય બાર વર્ષનું છે વગેરે" તે પોતે કોણ છે તે સારી રીતે જાણે છે. અથવા તો સારી રીતે જાણું છું એમ માને છે. ઉમર વધતાં તેની આ આત્માની વ્યાખ્યા બદલાય, અને તે જણાવે કે 'હું સારો ક્રિકેટ રમનારો છું. અથવા મે અમુક પરીક્ષાઓ પસાર કરી છે' છતાં આ બધામાં તેની કહેવાની રીત એક સરખીજ છે. અમુક સદ્‌ગુણો અને શક્તિઓના સમૂહપર તે પોતાનું ચિત્ત સ્થિર કરે છે, અને તે સમુહને આત્મારૂપ માને છે; અને મારા ધારવા પ્રમાણે મોટા વિસ્તારથી આપણે પણ તેવુંજ કરીએ છીએ.

પણ આગળ વધતાં વધારે વિચાર કરતાં લાગે છે કે આવી રીતે આત્માનું સ્વરૂપ વિચારવામાં આપણને અડચણો આવે છે. હું અમુક સદ્‌ગુણોના સમુહરૂપ પોતાને ગણુંછું પણ ખરી રીતે મને જણાય છે કે હું તે સદ્‌ગુણોના સમુહરૂપ નથી. પણ હું તો ખરો આત્મા છું. હું તે સદ્‌ગુણોના સમુહરૂપ નથી, પણ તે ગુણોનો દ્રષ્ટા છું. હું તે ગુણોની પાછળ અને પેલીપાર આવેલો છું. (આ ગુણો સદ્‌ગુણો હોય કે દુર્ગુણો હોય કે સદ્‌ગુણ. દુર્ગુણનું મિશ્રણ હોય તે કાંઇ અહીં ધ્યાનમાં લેવાનું નથી) માટે તે આંતર તત્ત્વ શું છે, તે જાણવાને તે તત્ત્વ ઉપર મારા મનને સ્થિર કરૂં છું. હું

શરીરની પાછળ કાંઇક ઈશ્વર અથવા વાસના પ્રકૃતિનું બનેલું તત્ત્વ જોઉંછું. તે આ શરીર કરતાં વધારે સુક્ષ્મ અને વધારે ઉચ્ચ તત્ત્વ લાગે છે. તે શરીરની અંદર રહે છે અને શરીરની ઇંદ્રિયો મારફતે જુએ છે, અને શરીરનો નાશ થતાં પણ તેનામાં જીવવાની શક્તિ હું જોઉંછું, અને એ તત્ત્વ હું આત્મા તરીકે ગણુંછું. પણ વિચારમાં આ પગલું લીધા પછી જણાય છે કે હું પૂર્વના જેવી ભુલ ફરીથી કરૂંછું. હું નવું ચિત્ર કે મુર્તિ રચુંછું પણ જે ખરો "હું" છે તે તો મારા આ ચિંતનની પાછળ અને પેલીપાર રહેલો છે. હું જ્યારે અમુક ધ્યેય ઉપર મારૂં મન સ્થિર કરૂંછું ત્યારે તે પદાર્થરૂપ બની જાય છે, અને ખરૂં ધ્યેય પાછળ ચાલ્યું જાય છે. આ પ્રમાણે ચાલ્યાં જ કરે છે. હું હારી જાઉંછું, અને આત્મા શું છે તે નિશ્ચય પૂર્વક કહી શકતો નથી. જગતમાં એવા ઘણા મનુષ્યો માલુમ પડે છે કે જે આત્મા સંબંધીના ઉપરના ચિંતનને નકામી ખાલી કલ્પનારૂપ માને છે. તેઓ જડવાદી હોવાથી તેઓ પોતાનું લક્ષ શરીર ઉપર વધારે રાખે છે. ખુલ્લા શબ્દોમાં કહીએ તો તેઓ આત્માને શરીર તથા શરીરને લગતી ઉપાધિ રૂપ માને છે.

અર્થાત્ શરીરના તથા મનના ગુણોને તેઓ આત્મારૂપ માને છે. વળી તેઓ કહે છે કે, "આત્મા ગમે તેવો હોય પણ શરીરથી મર્યાદિત છે. દરેક મનુષ્ય શરીરના અને લાગણીઓનો, તેમજ તેને લગતી વાસનાઓ અને ભાવનાઓનો અભ્યાસ કરે છે, અને તમે તેની પેલીપાર જઇ શકો નહિ. મનુષ્યના સ્વભાવમાં તેની પેલીપાર જવાનું સામર્થ્ય નથી, આત્મા આ શરીરથી બંધાયેલો છે. અને શરીરના નાશ પામવા સાથે તે નાશ પામે છે." આ

અનુમાન પ્રથમ દૃષ્ટિએ ઠીક લાગે છે, પણ વસ્તુતઃ તદ્દન અપૂર્ણ છે. એ વાત ખરી છે કે જો મનુષ્યને રોબીન્સન ક્રુસેના જેવી સ્થિતિમાં ઉજ્જડ ટાપુપર રાખવામાં આવે તો તે પોતાની શારીરિક તંગીઓ પુરી પાડવામાં અથવા તો શરીરને લાભકારક થઇ પડે તેવી માનસિક તંગીઓ પુરી પાડવામાં પોતાનું સઘળું સામર્થ્ય વાપરે; પણ આપણે જાણીએ છીએ કે ઘણા લોકો બીજાનું કલ્યાણ કરવામાં પોતાની જીંદગી ગાળે છે. અને કેટલીક વાર તો તે વાસ્તે તેઓ પોતાની શારીરિક અને માનસિક સગવડો અને સુખનો પણ ભોગ આપે છે.

માતા પોતાનું જીવન રાત્રિ દિવસ પોતાના નાના બાળકનું અને બીજાં બાળકોનું ચિંતન કરવામાં પસાર કરે છે તેમની પાછળ તેના વિચારો અને પ્રયત્નો દોરાતા હોય છે. તમે તેની માતાને કદાચ સ્વાર્થી કહેશો, પણ તેનો સ્વાર્થ તેના પોતાના શરીર અને મનની પેલીપાર ગયેલો હોય છે, અને પોતાના બાળકોના ભૂતાત્માના કલ્યાણ સુધી પહોંચે છે. તેના શરીરમાં તેના બાળકોનાં શરીરો સમાઇ જાય છે, વળી તે સ્ત્રીનો પતિ જે કુટુંબના પોષણ સારૂં આખો દિવસ કામ કરે છે, વિચારે છે, શ્રમ લે છે, મહેનત કરે છે અને દુઃખ અનુભવે છે, આ સર્વ જે શરીરમાં તેની સ્ત્રી અને છોકરાંઓ સમાઇ જાય તે વિશાળ શરીરને વાસ્તે કરે છે, તેનુ આખું કુટુંબ એ શું તેનું શરીર નથી ? અથવા તો કોઇ મનુષ્ય અમુક મંડળ, અથવા સંપ્રદાય, અથવા સમાજનો સભાસદ હોય છે અને તેની પ્રવૃત્તિઓ આ વિશાળ મંડળના હિતને અનુસરી કરવામાં આવે છે અથવા તો અસાધારણ ધૈર્ય અને વીરતાથી કોઇ પોતાના દેશને સારૂ પોતાના જીવનનો ભોગ આપે છે. (હાલમાં આવા દષ્ટાંતો ઘણાં મળી આવે છે) ત્યારે શું આપણે

એમ કેમ ન કહી શકીએ કે આખી પ્રજા તે મનુષ્યના શરીરનો એક વિભાગ છે ! અથવા તો તે ધર્મને ખાતર પોતાના પ્રાણ અર્પી શુળીએ ચડવા તૈયાર થાય છે. તેનો ધર્મ સાચો છે કે ખોટો છે, એ બીનમહત્ત્વનું છે. પ્રશ્ન એજ છે કે તેનામાં કાંઇક એવું તત્ત્વ છે કે જેને ખાતર તે પોતાના ઐહિક સ્વાર્થ અને શરીરની સામાન્ય માગણી આની પેલાપાર જઇ વધારે વિશાળ વિસ્તારવાળા કાંઇક તત્ત્વને સારૂં પોતાનું જીવન અને શક્તિઓ અર્પણ કરવા તૈયાર બને છે.

આત્માના સ્વરૂપ વિષેના ઉપર જણાવેલા બે દ્રષ્ટાંતોમાંથી પ્રથમ દ્રષ્ટાંત આપણને અંદર ને અંદર સૂક્ષ્મ પ્રદેશમાં દોરી જાય છે, જ્યાં છેવટે આપણી કલ્પનાશક્તિ હારી જતી જણાય છે; ત્યારે બીજા દ્રષ્ટાંતમાં આપણે બહાર ને બહાર જતા જઇએ છીએ; આપણું ક્ષેત્ર વિશાળ ને વિશાળ બનતું જાય છે પણ તેનું છેવટનું સ્વરૂપ તો આપણા કલ્પનામાં આવતું નથી. આ બન્ને દલીલોથી આપણે એવા અનુમાનપર આવીએ છીએ કે જેને આપણે શોધીએ છીએ તે ઘણું વિશાળ છે, ને આપણી આસપાસ ચારે બાજુએ વિસ્તારાએલું છે. છતાં જે આપણા મનના ઊંડામાં ઉંડા ભાગમાં વ્યાપી રહેલું છે, તે કેટલું દુર અને કેટલું ઉંડુ છે તે આપણે જાણતા નથી આપણે એટલું કહી શકીએ કે બધાં લક્ષણો અને ચિન્હોપરથી આત્મા અત્યાર સુધી આપણા કબ્જામાં આવેલી કોઇપણ વસ્તુ કરતાં વધારે ગહન અને વધારે ઉંડો છે.

સામાન્ય દરરોજના જીવનમાં આપણે સામાન્ય સ્થિતિમાં પડી રહીએ છીએ. પણ મોટા અનુભવો જો કે કરૂણાજનક અને દુઃખદાયક હોય છે તોપણ તે અનુભવોનું ઉત્તમ ફળ એ હોય છે કે આપણે તે સમયે વિશાળ જીવનનો અનુભવ કરવા ભાગ્યશાળી થઇએ છીએ.

કેટલીકવાર પ્રેરણાની પળોમાં અત્યંત ઉત્સાહના પ્રસંગે આંતર પ્રકાશના સમયે, યુદ્ધના પ્રસંગે ભાન ભુલી જવાના સમયે બીજા મનુષ્ય પ્રત્યે પ્રેમ અથવા અપર્ણતા દાખવતી વખતે, ધાર્મિક ખુમારી વખતે અંતરાત્મા આગળ અનંત વિશ્વ ખુલ્લું થતું ભાસે છે, અને પોતે કદાપિ નહિ અનુભવેલું દર્શન તેનાં આત્મા આગળ ખડુ થાય છે.

આપણે બધાને આવા અનુભવો થોડા યા વત્તા પ્રમાણમાં થયા હશે, હું કેટલાક મનુષ્યોને જાણું છું અને તમે પણ કેટલાક મનુષ્યોને ઓળખતા હશો કે જેઓએ કાઈક પ્રસંગે જીંદગીનાં એકવાર પણ આ પડદો ઉચકાઇ ગયેલો અનુભવ્યો છે, અને તેમને વિશ્વનું એવુ દર્શન થયું હતું કે જે દર્શન તેઓ કદાપિ ભુલ્યા નથી. તેઓએ વિશ્વનું હાર્દ જોયું છે અને સઘળી મનુષ્ય જાતિ સાથેની તેમની એકતા અનુભવી છે. તેમના અમરપણાનો તેમને ખ્યાલ આવ્યો હતો, અને પોતાની કલ્પનામાં પણ ન આવી શકે તેવા વિશાળ ચૈતન્ય સાથે પોતાનો સબંધ છે એવી તેમને ઝાંખી થઇ હતી. એકવાર પણ આવી ઝાંખી થાય તો મનુષ્ય તે કદાપિ ભુલી જતો નથી અને ફરીથી તેવું દર્શન કદાપિ ન થાય તો પણ તેનું આખું જીવન તે અનુભવથી રંગાઇ ગયું હોય છે.

આ આત્માના સ્વરૂપ એ વિષયની ચર્ચા ઇતિહાસની શરૂઆતથી થઇ છે. હું કહેવા જતો હતો કે દુનીયાના પ્રારંભથી આ વિષય ચર્ચાયો છે. ત્રણ હજાર વર્ષ પુર્વે આ પ્રશ્નોપર ચિંતન અને મનન કરનારા તત્ત્વજ્ઞાનીઓ ઉત્તર હિંદના અરણ્યોમાં વસતા હતા; અને તેઓએ જુદાં જુદાં દર્શનો પ્રકટાવ્યાં છે દરેક દર્શનનો ઉપાદક કોઇ ગુરુ અરણ્યમાં જઇ પોતાની આસપાસ સખ્યાબધ શિષ્યોને એકઠાં કરતો હતો, આ બધા તેની સમીપમાં રહેતા, અને તેના ઉપ-

દેશનું શ્રવણ કરતા હતા. આવા જુદા જુદા મતો હયાતીમાં આવ્યા હતા, અને આ ગુરૂઓના અભિપ્રાયો તેમના શિષ્યો એકઠા કરતા હતા. આ એકઠી કરેલી નોંધોના પુસ્તકો થતાં હતાં, જે હિંદના ઋષિઓએ પ્રરૂપેલા 'ઉપનિષદો' તરીકે પ્રસિદ્ધ છે, તેમાં જ્ઞાનના અસાધારણ વચનો રહેલાં છે. જેમાંના કેટલાક વચનો આજે તમારી સન્મુખ હું રજુ કરવા માગુછું, તેમણે બાંધેલા અનુમાનો આપણે હાલમાં જેને તત્ત્વજ્ઞાન કહીએ તે નામને પાત્ર ન પણ ગણાય. તેમનના પ્રથક્કરણનું અથવા તો દલીલોનું છેવટનું અનુમાન નથી, પણ તે આંતરપ્રેરણા અથવા સાક્ષાત્કારના ઝબકારા છે. અને આ બધા ઉપનિષદોમાં જેને આપણે સાધારણ રીતે કચરાપટી જેવી દલીલો કહીએ તેના વચ્ચે અને તે સમયના બ્રાહ્મણોની રૂઢીની વાર્તાઓ વચ્ચે અસાધારણ જ્ઞાનના ઝબકારા આપણને જણાઇ આવે છે. પણ આ ઉપનિષદો કહેનારા અને લખનારાઓ વસ્તુઓના હાર્દને સમજી શકતા હતા; અને હું કહેવાની હિમ્મત ધરૂં છું કે હાલના સમયમાં ઘણાજ થોડા તેનું રહસ્ય અનુભવવાને સમર્થ છે. આ ઉપનિષદોમાં ભિન્ન ભિન્ન વિષયો ચર્ચવામાં આવ્યા છે, પણ તે સર્વ આત્માની વ્યાખ્યાની બાબતમાં લગભગ મળતા આવે છે. તેઓ એક સરખી રીતે પ્રતિપાદન કરે છે કે દરેક મનુષ્યો આત્મા-વિશ્વના આત્મા સાથે અમર છે, અને એક રીતે એક છે. હવે આ અનુમાન અસાધારણ લાગે છે અને હાલના જમાનાના મનુષ્યો તો તે સાંભળીને ઘડીભર દમ ખેંચે છે, પણ એ બધા ઉપનિષદોનો સાર છે. આ દોરી બધી ઉપનિષદોમાં ચાલી આવે છે કે દરેક વ્યક્તિનો આત્મા બીજી દરેક વ્યક્તિના આત્મા સાથે તેમજ પશુઓ અને બીજા પ્રાણીઓના આત્મા સાથે ઐક્ય ધરાવે છે.

જેઓએ છાંદોગ્ય ઉપનિષદ્ વાંચ્યું હશે, તેમને ખબર હશે કે તે ઉપનિષદ્‌માં પિતા પોતાના પુત્ર શ્વેતકેતુને આ બાબતમાં કેવી રીતે બોધ આપે છે. તે કુદરતના વિવિધ પદાર્થોને બતાવીને તે પુત્રને તે પદાર્થના સ્વરૂપ સાથે પોતાની એકતા અનુભવવા ઉપદેશ આપતાં કહે છે કે **તત્-ત્વમસિ** તુંજ તે છે. તે શ્વેતકેતુને એક વૃક્ષ બતાવે છે. આ વૃક્ષનું સ્વરૂપ શું છે? પાંદડાં, શાખાઓ વગેરે બહારનાં સાધનો દૂર કર્યા પછી એમ કબુલ કરે છે કે રસ એ વૃક્ષનું સ્વરૂપ છે. તે પછી તે પિતા કહે છે કે તે રસ તું જ છે, **તત્-ત્વમસિ** તે પુત્રના હાથમાં લવણનો ટુકડો આપી પુછે છે કે લવણનું સ્વરૂપ શું? પુત્ર ગભરાય છે. તેનો આકાર તેમજ તેની પારદર્શકતા તે લવણનું સ્વરૂપ ગણાય નહિ. પિતા પુત્રને કહે છે કે "તે કકડો કયાં ગયો?" પુત્ર કહે છે કે "હું જાણતો નથી" પિતા કહે કે "તારી આંગળી આ જળમાં બોળ અને સ્વાદ લે" શ્વેતકેતુ ચારે બાજુએ આંગળી તે ખારા જળમાં બોલે છે, અને દરેક સ્થળે તે પાણી ખારૂં લાગે છે. તે કબુલ કરે છે કે ખારાશ એ લવણનું સ્વરૂપ છે. પછી તે પીતા કહે છે કે તું જ તે છે" અહીં બતાવેલી વિચાર પદ્ધતિની તરફેણમાં તથા વિરુદ્ધમાં હું કંઇ બોલવા માગતો નથી. હું કહેવા માગું છું તે એટલું જ કે દ્દષ્ટા અને દૃશ્ય વચ્ચેની એકતા બધા ઉપનિષદોમાં પ્રત્યક્ષ જણાઇ આવે છે અને આ બાબત ગભીર મનન કરવા જેવી છે.

ઉપનિષદ્‌ના કાળ પછી જોયેલી ભગવદ્ ગીતામાં તેનો કર્તા લખે છે કે "જેનો આત્મા પવિત્ર છે, જેનો આત્મા સર્વનો આત્મા છે" આવું વાક્ય સાંભળતાંજ કોઇને તેના સામે વિરોધ પ્રકટે છે. આ કથન એટલું વિશાળ, મહાન્ અને વિશ્વવ્યાપી છે કે તેમાં રહેલા સત્યને ટેકો આપતાં આપણે આંચકો ખાઇએ છીએ,

"જેનો આત્મા પવિત્ર થયેલો છે" તેનો અર્થ શો ? મારા સમજવા પ્રમાણે તેનો અર્થ આ પ્રમાણે થાય છે. આપણામાંના ઘણાખરાના આત્મા પવિત્ર તથા શુદ્ધ હોતા નથી. તેઓ પારદર્શક હોતા નથી. તેથી બધો વખત આપણે બીજાને છેતરીએ છીએ. અને આપણી અને તેમની વચ્ચે વાદળ ઉભાં કરીએ છીએ આપણે બીજાઓ પાસેથી વસ્તુઓ લઇ લેવાને સઘળો સમય પ્રયત્ન કરીએ છીએ; અને જોકે ખુલ્લા શબ્દમાં પ્રકટ ન કરીએ તો પણ આપણાં હૃદયથી આપણે બીજા કરતાં શ્રેષ્ટ છીએ એમ વિચારો કર્યા કરીએ છીએ. આપણી આસપાસના બધા મનુષ્યો કરતાં આપણી શ્રેષ્ટતા છે, એવા વિચારો કર્યા કરીએ છીએ. આપણા પડોસીઓ આપણી હદે પહોંચેલા નથી તે બતાવવાને આપણે તેમને હલકા પાડવાનો પ્રયત્ન કેટલીવાર કરીએ છીએ. બીજાની વસ્તુઓ લઇ લેવાને આપણે કેટલીવાર પ્રયત્ન કરીએ છીએ અથવા તો જે માનને આપણે લાયક નથી, તે માન મેળવવા મથીએ છીએ. પણ આ બધું કામ જ્યારે આપણે કરીએ છીએ ત્યારે આપણી અને બીજાની વચ્ચે આપણે પડદા ઉભા કરીએ છીએ. બીજાની સાથે સત્ય વ્યવહાર ચલાવવો અને તે મનુષ્યને પૈસાની બાબતમાં છેતરવો અથવા તો તેની કીર્તિનું હરણ કરવું આ બંને બાબતો એક સાથે બની શકે નહિ. જો તમે ઉપર પ્રમાણે કરતા હો તો તમે ગમે તેટલી છાની રીતે કરતાં હો છતાં તમે તે મનુષ્યની ખુલ્લી દૃષ્ટિથી જોઇ શકશો નહિ. કારણ કે તમારી અને તેની વચ્ચે આ બધો વખત વાદળ ખડું હશે. જ્યાં સુધી તમારો આત્મા આ ખરેખરી વિચિત્ર અને હાસ્યજનક નજીવી ઇચ્છાઓથી, તમારી શ્રેષ્ટતાની ભાવનાઓથી અને સ્વાર્થથી મુક્ત નથી (અને આપણા જીવનનો મોટો ભાગ આ

બધા વિચારોથી જ રંગાય છે) ત્યાં સુધી તમે સત્યને કદાપિ જાણતા નથી અને જાણી શકશો નહિ.

પણ જ્યારે એવો સમય આવે છે, જ્યારે તમને મોટો ઉંડો કડવો અનુભવ થાય છે, અને જ્યારે આ હલકી અને નજીવી બાબતો તમારી આગળથી ખસી જાય છે, ત્યારે કોઇક પ્રસંગે આશ્ચર્ય સાથે તમારો આત્મા જોઇ શકે છે કે તમારો આત્મા આસપાસના બીજાઓનો પણ આત્મા છે, સર્વથા ઐક્યનો અનુભવ ન પણ થાય. છતાં તેને લાગે છે કે તેની અને બીજાઓની વચ્ચે ઉંડા સંબંધ અને એકતા છે અને પછી તેને શબ્દશઃ સત્ય લાગે છે કે જેનો આત્મા પવિત્ર થયો છે, તેનો આત્મા એજ સર્વ પ્રાણીઓનો આત્મા છે.

સામાન્ય મનુષ્યો જેઓ મનના વ્યાપારમાં રમે છે, અને જેઓ આંતર પ્રેરણા ઝીલી શકતા નથી, તેઓ તો એમજ કહેશે કે આ વિચારો મનુષ્ય સ્વભાવ અને કુદરતના વિરોધી છે. પણ જેઓ વિજ્ઞાનને નામે આવું કહે છે તેઓ પોતેજ વિજ્ઞાન પદ્ધતિને અનુસરનારા નથી. કારણ કે કુદરત તરફ સ્હેજ પણ દૃષ્ટિ કરતાં જણાશે કે કુદરતમાં જ્યાં ત્યાં એવીજ ક્રિયા ચાલી રહેલી છે. પરવાળાનો વિચાર કરો. પરવાળાનો આત્મા તેની શાખાના છેડે ક્રિયા કરે છે, અને ખોરાક લેવાને અને પાણીમાંથી હવા લેવાને તે, તે પાણીમાં પોતાના ફણગા નાખે છે. તે નાનો જંતુ એમજ ધારે છે કે આ બધી ક્રિયા હું મારે પોતાને માટે કરૂં છું, પણ જે શાખાને છેડે તે ક્રિયા કરે છે, ત્યાં આગળ તે પોતે આખા પરવાળાના ટાપુ સાથે જોડાયેલો હોય છે. સર્વનું સામાન્ય જીવન છે અને દરેકનું વ્યક્તિગત જીવન છે, અને શાખાને છેડે આવેલો નાનો જંતુ એમ વિચારે,

છે કે તેની સઘળી શક્તિઓ તેના ગુજરાનને સારૂ વપરાય છે ત્યારે વસ્તુતઃ તે શાખાદ્વારા તે અખિલ જીવનને પોષણ આપે છે અને તેના બદલામાં તે સામાન્ય જીવનથી તેને પોતાને સહાય મળે છે.

તમે કોઇ સામાન્ય વૃક્ષ તરફ નજર કરશો તો ત્યાં પણ તમને આવીજ ક્રિયા જણાઇ આવશે. વૃક્ષ ઉપરનું દરેક નાનું પાંદડુ, જો તેને બરાબર ભાન હોય તો એમજ માને કે પોતે તદન અલગ છે, અને સૂર્યના પ્રકાશમાં અને હવામાં તે જીવ્યા કરે છે. શિયાળામાં તે કરમાઇને સુકાઇ જાય છે, અને આ રીતે તે પાંદડાનો અંત આવે છે.

વૃક્ષના થડમાંથી જે રસ વહે છે, તે રસથી પોતાની પુષ્ટિ થાય છે અને પોતે તેના બદલામાં વૃક્ષને પોષણ આપે છે, અને તે પાંદડાંનો આત્મા તે અખિલ વૃક્ષનો આત્મા છે, આ સર્વનું તેને ભાન હોતુ નથી. જો પાંદડું બરાબર સમજી શકે તો તે જોઇ પણ શકે કે તેનુ જીવન તે બહુજ ઉંડી રીતે આખા વૃક્ષના જીવન સાથે જડાયેલું છે, લગભગ તે જીવનરૂપ છે. આ ઉપરથી હું કહેવા માગું છું કે હિંદના ધર્મશાસ્ત્રોનો આ મત વિજ્ઞાનશાસ્ત્રથી વિરૂદ્ધ નથી, એટલુ જ નહિ પણ મારી તો ખાત્રી છે કે વિજ્ઞાનશાસ્ત્રને અનુકૂળ છે.

આપણે શ્વેતાશ્વેતતર ઉપનિષદ્‌માંથી એક બીજો ફકરો તપાસીએ.

તે એકજ ઇશ્વર છે, તે સર્વ પ્રાણીઓમાં રહેલો છે, તે સર્વ વ્યાપી છે, તે વિભુ છે, સર્વ કાર્યોનો દ્રષ્ટા છે, સર્વ જંતુઓનો અંતર્યામી છે, સાક્ષી છે, પ્રેક્ષક છે, ગુણાતીત છે.

આ ભાષણની શરૂઆતમાં જ્યાંથી આ પ્રશ્ન મૂક્યો હતો ત્યાં આપણે પાછા ફરીએ. તમને યાદ હશે કે આપણે પ્રથમ વિચારી ગયા કે આત્મા એ ગુણોનો સમૂહ નથી. મનનો સ્વભાવજ આપણને તેવો વિચાર કરતાં અટકાવે છે. અમુક ગુણ અથવા ગુણોનો સમુહ ગમે તેટલો સૂક્ષ્મ હોય છતાં મનના સ્વભાવથી જ આપણું વલણ અનિવાર્ય રીતે આત્મા ભણી જાય છે. આપણે આત્માને અમુક ગુણોના ભાજન તરીકે નહિ પણ તે ગુણોના દૃષ્ટા તરીકે જોઇએ છીએ, ઉપર લખેલો ઉપનિષદનો અર્થ આપણને જણાવે છે કે " સર્વ પ્રાણીઓમાં રહેલો એક પ્રભુ, સર્વવ્યાપી, સર્વનો અંતર્યામી, સાક્ષી, દ્રષ્ટા ગુણોથી મુક્ત" વગેરે અને તમે આ બાબતનો વધારે વિચાર કરશો તેમ તમને જણાશે કે આ ફકરો સત્ય છે, આ બધાનો એકજ સાક્ષી, એકજ દૃષ્ટા હોઇ શકે અને તે સર્વમાં છુપો રહેલો પ્રભુ છે, તે સર્વનો સાક્ષી છે.

આબેહુબ અનુભવના અથવા તીવ્ર લાગણીના સમયમાં શું તમને એવી વિચિત્ર લાગણી કદી થઇ છે કે તમારા મનની પાછળ એક સાક્ષી હતો, કે જે તમારા મનમાં બનતી દરેક ક્રિયાને જોતો હતો, અને છતાં તે લાગણી તમારા વિચારોના કબ્જામાં પણ આવી શકે નહી તેવી હતી. જ્યારે આફતના મોટા પ્રસંગે તમારૂં મન ભય અને ચીંતાથી ઘેરાઇ ગયું હતું, તે વખતે એકાએક શું તમે કોઇવાર શાંતી નથી અનુભવી ? શું તમને એમ નથી થયું કે હવે કશાથી પણ તમને ઇજા થશે નહિ, તમે આમર્ત્ય દુનિયાની પેલીપારના કોઇ મહાન વિશ્વવ્યાપી તત્ત્વ સાથે જોડાયા છો, અને તેથી મર્ત્યલોકના તોફાન તમને અસર કરી શકશે નહિ એવો અનુભવ શું તમને કદાપી નથી આવ્યો ? શું તમને એમ સ્પષ્ટ નથી થતું કે આત્મા કાંઇક આવા સ્વ-

આવનો હોવો જોઇએ કે તે બધાને જુએ, છતાં તે કોઇથી પણ દેખાય નહી! કારણ કે જો તે જોઇ શકાય તો તે અમુક ગુણમાં તેનો સમાવેશ થાય અને તે વિચારનો વિષય થવાથી વિચારનો કર્તા ન થઇ શકે અને તે આત્મા સંભવી શકે નહિ. સાક્ષી 'સર્વ ગુણોથી મુક્ત' છે, અને હોવો જોઇએ તે સર્વ ગુણોનો દૃષ્ટા હોવાથી તે કોઇપણ ગુણથી બંધાયેલો હોવો ન જોઇએ. તે સર્વથા ગુણમુક્ત હોવો જોઇએ. અને જો તેનામાં કોઇપણ ગુણનો સંભવ હોય તો તેનામાં બધા ગુણો હોવા જોઇએ. પણ તે કોઇ પણ રીતે કોઈપણ ગુણના બંધનમાં હોવા ન જોઇએ, અને બન્ને દૃષ્ટિએ વિચારતાં એમજ લાગે છે કે આ વિશ્વમાં બધાના છેવટનો સાક્ષી એકજ હોવો જોઇએ. જો આપણે બે અથવા વધારે 'સાક્ષી'ઓ માનીએ તો કાંઇક ગુણથી તે બન્નેમાં ભેદ હોવો જોઇએ અને તે કાંઇક તે ગુણોનો ભેદભાર હોવો જોઇએ, કારણ કે આપણે ઉપર એવા અનુમાન પર આવ્યા હતા કે આ સાક્ષી કોઇપણ ગુણના બંધનમાં આવી શકે નહિ.

ત્યારે હવે મને લાગે છે કે આ વિશ્વમાં એકજ સાક્ષી એકજ આત્મા છે. સર્વ વસ્તુઓમાં, મનુષ્યોમાં અને પ્રાણીઓમાં, છોડવાઓમાં અંતર્ગત રહેલો છે. તે સર્વ સૃષ્ટિમાં વ્યાપી રહેલો છે. સર્વ ચૈતન્યવાળા વસ્તુઓમાં તે આત્મા આવેલો છે. તે સર્વ ક્રિયાઓ જુએ છે. તે પ્રાણીઓ ઉપર પોતાની છાયા રાખે છે. તે આપણા હૃદયના ઉંડાણમાં વિચરે છે, તે દૃષ્ટા છે, તે સર્વનો દેખનાર છે, છતાં સર્વથી મુક્ત છે.

જો તમે ખરેખર આ સત્વનો અનુભવ કરો, અને તમારા મનના ઉંડાણમાં તેને કોતરી દો તો તમારામાં મોટા ફેરફાર થયા વિના રહેશે નહિ. આખી દુનિયા બદલાઇ જશે. તમે કરેલો દરેક

વિચાર અને કાર્ય નવું સ્વરૂપ અને નવો સ્વાંગ ધારણ કરશે. તમારા જીવનમાં એટલો બધો ફેરફાર થશે કે આ નાના લેખમાં તેનું વર્ણન કરવું અશક્ય થશે. જીવનના મુળ તત્ત્વમાં ફેરફાર થવાથી સ્વાભાવિક રીતે જે મુદ્દાઓ, અનુમાનો અને કેટલાક માનસિક પરિવર્તનો થઇ શકે તેમાંથી કેટલાક વર્ણવાને આ બાકીના લેખમાં પ્રયત્ન કરીશ.

"ગુણોથી મુક્ત થવું" આપણે આપણા ગુણો વાસ્તે અભિમાન કરીએ છીએ. આપણે આપણા સદ્દગુણો માટે અભિમાન ધરાવીએ છીએ, અને આપણા દુર્ગુણોની આપણને શરમ આવે છે. હું તમને કહું છું કે આ સંબધી બહુ દરકાર કરતા ના. જે તમારામાં સારા ગુણો હશે, તેની કિંમત કાંઇ બહુ નથી, એમ તમને ખાત્રી હશે. અને તમારામાં જે દુર્ગુણો હશે તે બહુ મહત્ત્વના નથી. આ બેમાંથી એકને બહુ મહત્ત્વ આપતા ના. શું તમે સમજી શકો છો? તમે પોતે તો આ ગુણોમાંના એક પણ નથી. તમે તો આ ગુણોના દ્રષ્ટા છો. તમારે જેવાનું એ છે કે તે ગુણો તમને ગભરાવે નહિ, તમને ડરાવે નહિ અને તમને આત્મજ્ઞાનથી વિંચિત ન રાખે, તે ગુણો તમને પડદારૂપ ન થવા જોઇએ કે જેથી તમને બીજા જાણી શકે નહિ અને તમે બીજાને જાણી શકો નહિ. જો તમે ગુણોની પાછળ દોડતા બંધ રહેશો તો થોડા સમયમાં તમે પવિત્ર થઈ જશો, અને તમને જણાશે કે તમારો આત્મા સર્વ પ્રાણીઓનો આત્મા છે. અને જ્યારે તમને આમ લાગશે ત્યારે તમને જણાશે કે બીજી વસ્તુઓ ઘણી મહત્ત્વની નથી.

કેટલીકવાર લોકો એટલા બધા ભલા હોય છે કે તેમની ભલમનસાઇ તેમને બીજાઓથી હાંકી દે છે. તેઓ બીજાની કક્ષામાં હોઇ શકે નહિ અને તેથી તેમને લાગે છે કે બીજાઓ તેમના કરતા

ઘણા ઉતરતા દરજ્જાના છે, તેથી તેઓ પોતાની 'ભલાઇથી' અંધ બની જાય છે, અથવા અંધારામાં આવી જાય છે. ગુણોનું આવું પરિણામ આવવું એ ખરેખર દીલગીરીભર્યું છે, અને કેટલીકવાર એમ પણ બને છે કે ઘણાખરા લોકો તેમના ખરાબ હોવાપણાને લીધે જ પોતાની અને બીજાઓની વચ્ચે કોઇ પણ જાતનો પડદો ઉત્પન્ન કરતા નથી. બીજાઓ તેમને પીછાણે અથવા તેઓ બીજાને પીછાણી શકે તેને વાસ્તે તેઓ અત્યંત રાજી હોય છે, આથી ઘણા સારા મનુષ્યો કરતાં તેઓ સત્યની સમીપમાં વધારે આવતા જાય છે.

આત્મા ગુણોથી મુક્ત છે. તે આત્માં અતિ ગહન છે, જે સર્વમાં તેને ઉપર જણાવ્યા પ્રમાણે બધા ગુણો છે, અથવા એક પણ નથી. તમારા આગળ હું ભાષણ કરૂં છું, કે તમારા શુભ અશુભ સર્વ ગુણો મારા છે. હું તે ગુણોને મારા તરીકે સ્વીકારવા પૂર્ણ રીતે ખુશી છું. જો તેને વાસ્તે યોગ્ય સ્થાન શોધવામાં આવે તો તે ગુણો યોગ્યજ છે, અને સ્વસ્થાને છે. પણ હું જાણું છું કે ઘણા ખરા મનુષ્યોમાં તે ગુણો એવા મિશ્રિત થઇ ગયા હોય છે, અને એવો ગુંચવાડો ઉત્પન્ન કરે છે કે તે ગુણોને પોતાનામાં સ્થાન આપનારા હૃદયમાં ઘણો વિરોધ અને દુઃખ ઉત્પન્ન કરે છે. તમે તમારા ગુણોથી જુદા અને ભિન્ન છો, એવું જ્ઞાન તમે પ્રાપ્ત કરો તો તમે તે ગુણોની નીચે અને પેલી પાર ચાલ્યા જશો. તમે સર્વ ગુણોને સ્વીકારી તેની એક વાક્યતા કરી શકશો, અને તમારો આત્મા શાંતિ અનુભવશે. તમે ગુણોના અધિપત્યમાંથી મુક્ત થશો. કારણકે તમે સમજશો કે તે ગુણોના સમુદાયમાંથી કોઇ પણ ખાસ અગત્યના નથી.

જ્યાં આવો પ્રકાશ આવી શકે એવી મનની સ્થિતિ જો તમે

કોઇ દિવસ પ્રાપ્ત કરો તો તમને તે અનુભવ ઘણોજ અપૂર્વ લાગશે. તમને લાગશે કે તમારા માર્ગમાં કાંઇ પણ અંતરાય આવશે નહિ. સઘળાં પુરૂષો અને સ્ત્રીઓ તમારાં છે, તમારા એક ભાગ રૂપ છે. તમારી આસપાસ વિશાળ દુનિયા પડી છે જેનો તમને ખ્યાલ પણ નહતો, જે તમારી છે, અને જેની દોલત બધી તમારી છે, તમારી રાહ જોતી બેઠી છે આવો અનુભવ કરવાને સેંકડો અને હજારો વર્ષ લાગે, છતાં સ્થિતિ છેવટે તો આવીજ થવાની છે. તમે કેમરા આગળ આવ્યા છો, બારણામાં ડોકીઆં કરો છો શેકસપીયરે શું કહ્યું છે? તારા આત્માને વફાદાર બન, અને જેમ જેમ દિવસ પછી રાત્રી આવે છે, તેમ તું કોઇને પણ બીનવફાદાર થઈ શકીશ નહી" આ આ ત્રણ લીટીમાં કેટલું ગંભીર રહસ્ય રહેલું છે! પૂર્ણ રીતે અને ટુંકાણમાં મનુષ્ય જીવનનો પાયો આવી સારી રીતે બીજે કોઇ સ્થળે ભાગ્યેજ દર્શાવવામાં આવ્યો હશે.

એક ઉપનિષદ્ (મૈત્રાયન બ્રાહ્મણ) જણાવે છે કે " જે મન ધ્યાન દ્વારા પવિત્ર બન્યું છે, અને આત્મામાં પ્રવેશ પામ્યું છે તે મનનું સુખ શબ્દોથી વર્ણવાય તેમ નથી. તે તો આંતરશક્તિ દ્વારા અનુભવી શકાય તેવું છે" જેઓનાં મન સ્વાર્થના કચરાના વિષયોથી મુક્ત થયા છે અને પારદર્શક બન્યાં છે તેમને મળતાં સુખ અને આનંદની કેવી તીવ્રતા છે, તે આનંદ કેટલો સ્થાયી છે, તેની શ્રદ્ધાનો વિચાર કરો. મન જ્યારે વિષયોથી મુક્ત અને પારદર્શક બને છે, ત્યારે ઉંડાણમાં રહેલા સર્વવ્યાપી પ્રભુનું દર્શન થાય છે. આવું દર્શન પ્રાપ્ત કરનારને શોક શો? આવું દર્શન પ્રાપ્ત કરનારને મોહ શો? ખરેખર તે સ્થિતિ વાણીનો વિષય નથી. તે ફક્ત અનુભવી શકાય અને તે પણ આંતરીક શક્તિવડે. મ્હારનું સાધન

આ કામમાં નિરર્થક થાય છે. ત્યાં દલીલોને સ્થાન નથી, પણ અનુભવ અને સાક્ષાત્કારની જરૂર છે. અને જમાના થયા મળેલા આપણા તથા મનુષ્ય જાતીના અનુભવો આપણી આંતરદર્શનની શક્તિઓને વધારે પ્રબળ બનાવતા જાય છે. અને તે એવા બિન્દુએ લાવી મુકશે કે જ્યાં આ દિવ્ય દર્શન આંતરચક્ષુ આગળ ખુલ્લું થશે.

બૃહદારણ્યકના બીજા શ્લોકમાં લખ્યું છે કે જે મનુષ્ય આત્માને તેની ખરી સ્થિતિમાં ઉપાસે છે. તે પોતાના કામમાં કદી નિષ્ફળ જતો નથી. કારણ કે જેની તે ઇચ્છા કરે છે, તે આત્મામાથી પ્રાપ્ત કરે છે. શું આ વિચાર ભવ્ય નથી? જે દુનિયાને પ્રેરણા કરે છે, અને દુનિયાના આકારોને જીવન આપે છે તે મહા—આત્મા પ્રભુની સાથે જો તમે તમારૂં ઐકય અને યોગ અનુભવી શકો તો જે તમે ઇચ્છા કરશો. તેવી તે પ્રભુ ઇચ્છા કરશે, અને આખું વિશ્વ તમને તે આપવામાં મદદગાર થશે. " તે પવનને પોતાના દૂતો બનાવે છે, અને બળતી જ્વાળાઓને પોતાના સેવકો બનાવે છે. " ( મારે કહેવાની જરૂર નથી કે દુનિયાની દોલત વૈભવ અને એવી બીજી ચીજો જેની તમે ઇચ્છા કરો છો, તે પ્રાપ્ત કરવાના હેતુથી તમારે તે પ્રભુ સાથે ઐકય અનુભવવું જોઇએ, એવો મારા કહેવાનો ભાવાર્થ નથી. તે પ્રભુ એવો મૂર્ખ નથી કે એ રીતે છેતરાઇ જાય. તે ખરૂં હોઇ શકે અને ખરૂં પણ છે કે તમે પ્રથમ સ્વર્ગનું રાજ્ય મેળવો, અને આ બધી ચીજો તમને આવી મળશે, પણ પ્રથમ તમારે તે શોધવું જોઇએ, નહિ કે તેને બીજું સ્થાન આપવું જોઇએ. ) " Toward Democracy " નામના પુસ્તકમાં એક ફકરો નીચે પ્રમાણે છે.

" જેમ આકાશ સર્વત્ર છે. તેમાં સર્વત્ર વસ્તુઓ ફરે છે, પણ તે આકાશ હાલતું નથી, તેમ બદલાતું પણ નથી. તેમ હું પણ આત્મામાં રહેલું આકાશ છું અને બહારનું આકાશ તે તો ફક્ત સરખી વસ્તુ અને માનસિક મુર્તિ છે. શું તું મારામાં વાસ કરવા આવે છે? તારે વાસ્તે સર્વ જીવનમાં પ્રવેશ કરવાનો અધિકાર છે. જેને તું ચાહે છે, તેનાથી મૃત્યુ પણ તેને ભિન્ન પાડી શકશે નહિ,

જે અંદરથી સર્વ પ્રકાશ નાંખે છે, તે સૂર્ય તે હું છું. તું મારા પર તારી દૃષ્ટિ સ્થિર કર, અને અનંત આનંદનો તું ભોક્તા થઇશ" હા ! આ મહાન સૂર્ય લાંજ છે. તે સદા પ્રકાશી રહેલો છે. પણ ઉપર જણાવ્યા પ્રમાણે વાદળથી તે સઘળો સમય ઢંકાયેલો છે, અને આપણે તેને જોઇ શકતા નથી. આપણે ઠંડીમાં જતાં ડરીએ છીએ અને થોડા સમયને સારૂ તો આપણે ઠંડીમાંજ બેઠા છીએ; પણ પ્રકાશ અને અગ્નિ તરફ જવાનો આપણો માર્ગ સંભવિત થતો જાય છે.

આ પ્રમાણે જીવાત્મા મર્ત્યઅમર્ત્ય આત્મા—બાલ્યાવસ્થામાં અંધકાર, ભય અને અજ્ઞાનમાં જડેલો આત્મા હેવટે પોતાનું ખરૂં સ્વરૂપ શોધે છે, તે પોતે કોણ છે, તે સમજવામાં લાંબા સમય સુધી તે પરાભવ પામે છે. તેને ઘણા અનુભવો કરવા પડે છે, તેને વિયોગનું—બીજા મનુષ્યોથી તેના અલગપણાનું—દુઃખ અનુભવવું પડે છે. અને કુદરતની બધી શક્તિઓ અને બળો તેને પ્રારંભમાં હેરાન કરી મૂકે છે, તેનું ભવિષ્ય ચોકસ છે, પૂર્ણાહુતીનો સમય આવી પહોંચેછે; પડદો ઉપડે છે, અને આત્મા પોતાનું ખરૂં સ્વરૂપ પીછાણી શકે છે.

આપણે આ બાહ્ય દુનિયાને કંટાળાભરી અને ઉદ્વેગકારી માનતા આવ્યા છીએ; તેના વિષે ટુંકમાં એટલું જ કહી શકાય કે ગમે તે

માર્ગે આપણે જઇએ ત્યાં તે રસ્તો આપણને બંધ લાગે છે; અને કાંઇપણ પ્રગતિ કર્યા વિના આપણે આંધળાની માફક ભીંતો સાથે અથડાઇએ છીએ. પણ આવી દુઃખજનક સ્થિતિ આપણા પોતામાંથી ઉદ્દભવે છે. જે દીવાલો આપણને ધુરકીયાં કરતી અને ભેદવાને અશક્ય લાગતી હોય તેવી કેટલીક દીવાલો આપણે એકવાર ભેદી જઇએ; પણ જે પસાર થતાં, એકતાનો અનુભવ થતાં તદ્દન બીન મહત્વની લાગે છે, તે પછી આપણે વાસ્તે સર્વ દીશામાં માર્ગ ખુલ્લો થતો જાય છે.

જે દુનિયામાં આપણે રહીએ છીએ, જ્યાં સ્વભાન થયું તે સમયે આપણે બાલ્યાવસ્થામાં હતા. તે દુનિયા આ જીવનની એકતાના મહાન્ સિદ્ધાંતોનો અનાદર કરે છે. અહીં તો ભેદવાનો સિદ્ધાંત કામ કરી રહ્યો છે. સર્વ સામાન્ય જીવન અને એક બીજા સાથેના સંબંધને બદલે ( આજકાલના સુધારામાં તો ) તેનું વિરોધી તત્ત્વ સ્વીકારવામાં આવ્યું છે; અને તે તત્ત્વને એટલું મહત્ત્વનું સ્થાન આપવામાં આવ્યું છે કે ભેદવાનું ભૂત જ્યાં ત્યાં કામ કરા રહ્યું છે, અને એવી માન્યતા વ્યાપી રહી છે કે દરેક મનુષ્ય એ અલગ વ્યક્તિ છે, હાલના જનસમાજનું બંધારણ આ ધોરણ પર રચાયું છે, પણ આ એક મોટી ભ્રાન્તિ છે, તમે બજારમાં જાઓ, ત્યાં પણ દરેક હાથ એક બીજાના હિતની સામે અલગ લાગશે. ઉગામેલો તમે જોશો–તેજ નિયામક તત્ત્વ લાગે છે. તમે કાયદાની કોર્ટોમાં જાઓ; જ્યાં ન્યાય અપાય છે. અથવા આગાવો જોઇએ તો ત્યાં પણ એકતાના સિદ્ધાંતને અનાદર કરનારૂં તત્ત્વ વ્યાપી રહેલું જણાશે.

ગુન્હેગાર ( જેના કાર્યનો જનસમાજે તો ક્યારનો એ નિર્ણય આપી દીધો હોય છે. ) ને જનસમાજથી બહિષ્કૃત કરવામાં આવે

છે, તેને ગણત્રી બહાર રાખવામાં આવે છે, હાલના આપણા સુધારામાં મીલકત–માલીકી–એ સર્વત્ર રાજ્ય કરનારૂં તત્ત્વ છે, બીજાની સામે થઇને જે પોતે રાખી શકે તે માલીકી અથવા મીલકતનું સર્વોપરીપણું ચાલે છે, નૈતિક દુનીયામાં પાપની ભાવનામાં આ ભેદવાનું તત્ત્વ પ્રકટી નીકળશે. કારણ કે પાપ એ ભેદભાવ છે, પાપ એ બીજાથી જુદા પડવું તે છે, અને તેમાં એકતાના સિદ્ધાંતનો અનાદર છે; અને આ કારણથી જ એમ બન્યું છે કે પાપની ભાવનાએ સર્વ જમાનામાં ઘણું અસાધારણ બળ ચલાવ્યું છે. જનસમાજનું બંધારણ જુઠી ભાવના પર રચાયેલું છે, અને જનસમાજને પણ તેવું અવ્યકત ભાન છે, તે છતાં આ બધો સમય આ સર્વ બનાવોની પાછળ–અને બહારના યુદ્ધ અને કલહની વચ્ચે–આ વિશાળ જીવનની છાયા ચારે બાજુએ પથરાયેલી છે, ઉપર જણાવ્યા પ્રમાણે સ્વર્ગનું રાજ્ય આપણી અંદર છે, આપણી નીતિની ભાવના સ્વભલાઇમાં આવી રહ્યા છે, મનુષ્યના મગજ ઉપર કાબુ મેળવનારો આ અતિ નિંદ્ય અને તિરસ્કાર ઉપજાવે તેવો વિચાર છે. આત્માના સ્વરૂપ વિષે મેં જે કહ્યું, તે જો મનુષ્ય બરાબર સમજે, અને તે પ્રમાણે ચાલે તો તેને અનુભવ થશે કે પોતાની ભલાઇ અથવા નીતિ અથવા શ્રેષ્ટતા વિષે અભિમાન ધરવાનું કાંઇ કારણ નથી, કારણ કે જે પળે તે એવો વિચાર કરે છે, તેજ પળે તે સર્વ જીવન (પ્રભુ) થી પોતાને ભિન્ન માને છે, અને પોતે પ્રભુથી ભિન્ન છે એવી માન્યતાનું પાપ વ્હોરે છે, હું જાણું છું કે આવું અભિમાન ઘણાકને ઘણું દીલગીરી ઉપજાવાનારૂં અને નિરૂત્સાહજનક લાગશે, પણ તેમાં કાંઇ ઉપાય નથી. મનુષ્ય ખરેખરો નીતિમાન અને સારો હોઇ શકે પણ તેનું તેને ભાન હોવું જોઇએ નહી. જ્યારે તે પોતાના સારા-

પણાનો વિચાર કરતો ન હોય તેજ વખતે તે સારો છે, પોતાની ભલાઇનું ભાન થવું એજ પતિત થવાનો માર્ગ છે.

આપણે આત્માને એક સ્થાનમાં ગોંધાયેલો પ્રથમ જોયો. પછી તે કુટુંબ વ્યાપી થયો, પછી અમુક પક્ષવ્યાપી, પછી પ્રજાવ્યાપી થયો આ પ્રમાણે તેનું ક્ષેત્ર ધીમે ધીમે વિસ્તાર પામતું ગયું. છેવટે એવો સમય આવે છે કે જ્યારે આપણે આપણી અને બીજાની વચ્ચે આંતર એકતા જોઇએ છીએ, અથવા આપણને જોવી પડશે. બાહ્ય એકતા તો કદાપિ સંભવશે જ નહી; કારણ કે તે તો અશક્ય અને અસંભવિત છે, પણ આંતરિક ગહન અને સર્વવ્યાપી એકતા આપણે અનુભવવાની છે, અને આ પ્રમાણે પ્રજા ભાવનાના મૂળ પાયારૂપ એક નાના ગહન સિદ્ધાંત પર આવીએ છીએ.

અને હવે કદાચ કહેવામાં આવશે કે "આટલું બધું ભાષણ કર્યા પછી પણ તમે આત્માની વ્યાખ્યા તો આપી નહિ, અથવા તો આત્મા શબ્દથી તમે શું સમજો છો, તેનો બુદ્ધિ ગમ્ય ખુલાસો પણ તમે આપ્યો નહિ." ના ! અને તે આપવા હું માગતો નથી. કોપી બુકોમાં આપે છે તેવી કોઇ વ્યાખ્યા આપીને જો આત્માની મર્યાદા બાંધુ તો આ વિષયનો મારો રસ સર્વથા ચાલ્યો જાય. આ કરતાં વધારે અરસિક વિષય બીજો હોઇ શકે નહિ. આ મેજ પર પડેલા ખડીઆની વ્યાખ્યા હું આપી શકું અથવા તેનું બરાબર વર્ણન પણ કરી શકું પણ તમારે કે મારે માટે આપણી—આપણા આત્માની વ્યાખ્યા આપવી કે મર્યાદા બાંધવી તે કામ તો તદ્દન અશક્ય છે. આ ઉપરથી એવો અર્થ લેવાનો નથી કે આપણને આપણા આત્માનું, આપણા બીજાઓ સાથેના સંબંધનું તથા મહાન અખીલ તત્ત્વ સાથેના આપણા સંબંધનું ભાન કે લાગણી ન થઇ શકે તેથી

ઉલટું જેમ જેમ આપણું ઐક્ય અખિલ તત્વ સાથે વિશેષ અનુભવીશું, તેમ તેમ આપણા વ્યકિતગત આત્માને છુટો પાડવાને અને તેની વ્યાખ્યા આપવાને આપણે ઓછા સમર્થ થઈશું. જે આપણી અંદર રહેલું છે, તેને પ્રકટ કરવામાં આપણા જીવનનો આપણાં બધાં કર્મોનો અને અનુભવોનો હેતુ છે તે અર્થમાં તેના અક્ષરો બાહ્ય દુનિયામાં વાંચીને—આપણે આત્માના સ્વરૂપને વિશેષ વિશેષ જાણતા થઈએ અને જે મહાન કારીગર પોતાની સૃષ્ટિમાં પોતાને જુએ છે, તે કારીગરના મનમાં આપણે પ્રવેશ પામીએ છીએ.

---



# પ્રકરણ ૩ જું.

## શાન્તિ.

હાલના જીવનના અને બનાવોના વમળમાં શાંતિ વિષે વાત કરવી એ કેટલાકને ગેરવાજબી લાગે છે. ઘણા લાંબા સમયથી શાંતિ એ દૂરનો વિષય થઈ પડ્યો છે, અને તે અપ્રાપ્ય મનાય છે, દિવસમાં દશબાર વાર ટપાલ આવતી હોય, દર કલાકે તાર આપતા હોય, અને ટેલીફોનની ઘંટડીનો અવાજ ચાલુજ હોય, રસ્તામાં જ્યાં ત્યાં મોટરોના અવાજ સંભળાતા હોય, માથા પર હવાઈ વિમાનો સુસવાટાબંધ ભમતાં હોય, દરેક બાજુએ કામ ઘણી ત્વરાથી ચાલતું હોય, દરરોજ દુકાનોમાં કામ ઝડપથી કરવા માટે સૂચનાઓ અપાતી હોય, ચાલનારાઓ તથા વાતો કરનારાઓની ગતિ દર કલાકે ગાંડપણની માફક વધતી જતી હોય તેવા સમયમાં શાંતિને વાસ્તે ક્યાંથી અવકાશ હોઈ શકે! મહાભારત યુદ્ધ બંધ થયું છે, પણ તેના પરિણામો તો આપણી સંમુખ ખડાં છે.

પ્રશ્ન ખરેખર અતિ ગંભીર છે. દરરોજની ધમાલને લીધે ઉત્પન્ન થતું ગાંડપણ દિન પ્રતિદિન વધતું જાય છે, આવા દરદીઓની સાર-

વાર કરવાને આરોગ્ય ભવનો ઉભાં થતાં જાય છે. અને આ કામમાં નિપુણ થવાનો અભ્યાસક્રમ ડોકટરો નક્કી કરે છે. પણ આ બધાયનું પરિણામ શૂન્ય આવે છે, તેનું ઘડીયાળ સહેલાઇથી પાછું હઠતું નથી. તાર બંધ કરવા જોઇએ, અથવા સ્પેશીયલ ટ્રેનોએ દરેક સ્ટેશને ઉભું રહેવું જોઇએ, એવા નિયમો આપણાથી હાલની સ્થિતિમાં મંજુર કરી શકાય તેમ નથી. આપણે બધા આરોગ્યદાયક ભુવનોમાં જઇ શકીએ નહિ, તેમ ધર્મીસમાં જઇ શિયાળામાં " આરામદ્વારા રોગનો નાશ" એનો લાભ મેળવી શકીએ નહિ. જો આમજ હોય તો આ ઉતાવળથી કામ કરવાની ક્રિયા શું દરરોજ વધ્યેજ જશે, એમ તેનું પરીણામ શું એવું આવશે કે આપણી હાલની સંસ્કૃતિ ઉન્માદ ગૃહમાં જવાને લાયક થશે ?

ઉપર જણાવ્યા પ્રમાણે આ પ્રશ્ન ઘણો ગંભીર અને વિચારણીય છે, અને તેના જવાબની ઘણી જરૂર છે અને તે જવાબ આપવાને આ લેખમાં પ્રયત્ન કરવામાં આવ્યો છે.

હાલની પ્રગતિની નાશકારક ઉતાવળ અને અશાંતિને આપણે જો અટકાવીએ નહિ તો પછી આપણે વાસ્તે બે માર્ગ ખુલ્લા છે. કાં તો બધી અવ્યવસ્થિત સ્થિતિ થાય અને ગાંડપણ ઉભરાઇ નીકળે અથવા તો ઉતાવળ અને ધમાલની વચમાં પણ શાંતિ મેળવતાં આપણે શીખવું જોઇએ. આ બાબત સમજવાને એક દષ્ટાંત લઇશું. ચીનાઇ સમુદ્રમાં પવનનાં તોફાનો એવાં સખ્ત થાય છે કે, મોટા મોટા વહાણો અને આગબોટોને પણ તેની સામે ટક્કર ઝીલવાનું કામ કઠણ થઇ પડે છે.

પ્રથમ જ્યારે જ્યારે આવા તોફાનો થતાં ત્યારે ત્યારે ઘણાં વહાણો તે તોફાનમાં નાશ પામી જતાં હતાં પણ વિશેષ જ્ઞાનના

સદ્‌ભાવે તે ભયને હવે દૂર હઠાવવામાં આવ્યો છે. આ પાણીમાં ઉડતાં વમળો ગોળાકાર હોય છે, અને તેના પરિધ ઉપર પવનની ગતિ એક કલાકે ૧૦૦ માઇલની હોય છે, પણ તે ગોળાકાર પાણીના વમળોની વચમાં પૂર્ણ શાંતિ હોય છે, દરિયામાં શાંતિ હોય છે, તેટલીજ નહિ પણ ત્યાં તો બીલકુલ પવન હોતો નથી. હુશીઆર કપ્ટાન જો તે વમળમાં આવી જાય છે. તો તે વમળના મધ્ય ભાગમાં પોતાની આગબોટને હંકારી લઇ જાય છે અને ત્યાં આરામ લે છે. બહારનાં પવનના સુસવાટા વચ્ચે પણ શાંતિનું સ્થળ તે શોધી કાઢે છે, અને ત્યાં પોતાના શઢને બરાબર ગોઠવે છે. અને ભવિષ્યમાં કેવો રસ્તો લેવો તે નક્કી કરે છે, તેની આસપાસ ચારે બાજુએ પવન કઇ દિશામાં વહે છે તે તે અંદર રહ્યો રહ્યો જાણી શકે છે; અને જ્યારે તે શાંતના ચક્રમાંથી તેનું વહાણ બહાર કાઢશે, ત્યારે તે પવન ક્યાં અથડાશે, તે પણ તે જાણી શકે છે. દરરોજના જીવનના આવા પ્રચંડ તોફાનમાં શું શાતિનું સ્થળ મેળવવું સભવિત છે ? જો આપણે તેવુ શાંતિનું સ્થળ શોધી શકીએ, તો આપણો પ્રશ્ન કેવળ નિરાશાજનક થશે નહિ. જો આ પ્રશ્નનું નિરાકરણ આપણે ન કરી શકીએ તો જ મોટો ભય છે.

ઇતિહાસ તરફ નજર કરતાં જણાય છે કે પ્રાચીન સમયમાં લોકો અત્યારના કરતાં ઘણી સુખપૂર્વક જીંદગી પસાર કરતા હતા. ભૂતકાળના લોકો સંતોષ અને મનની શાંતિને તેમનાં રીત રીવાજોમાં તેમજ ધર્મોમાં વિશેષ સ્થાન આપતા હતા. પૂર્વ તરફના લોકોની ભાવના વિશેષ શાંતિ અને નિવૃત્તિમય જણાતી હતી પણ જેમ સંસ્કૃતિનો પવન પશ્ચિમ દેશ તરફ ફેલાયો તેમ બહારની પ્રવૃત્તિ અને જીવનની ગતિ વધવા લાગી. અત્યારે તો યુરોપ અને અમેરિકામાં જીવ-

નનું મુખ્ય સૂત્ર મનુષ્યને તાવ ચઢ્યો હોય તેની સતત પ્રવૃત્તિરૂપ જણાય છે. તે પ્રવૃત્તિનો હેતુ અથવા આશય શો છે, તે સમજ્યા વગરની પ્રવૃત્તિ મોટે ભાગે જણાય છે.

આવું ભવિષ્ય આશાજનક લાગતું નથી, પણ વિશેષ વિચારને અંતે એમ પણ લાગે છે કે આટલા ઉપરથી નિરાશાજનક વિચારો બાંધવાનું કાંઇ કારણ નથી. મનુષ્યના વિકાસની દિશા નિરંતર એક સરખી રહેતી નથી, પૂર્વથી પશ્ચિમ તરફ સુધારાએ આખું ચક્ર પુરૂં કર્યું છે. આખો ગોળો ફરી વળવામાં આવ્યો છે, અને હવે તે ચક્ર વિશેષ પશ્ચિમ બાજુ જાય તો આપણે પુર્વ દિશા ભણી આવ્યા વિના રહીએ નહિ. આ એક સામાન્ય હકીકત છે કે પશ્ચિમનું તત્વજ્ઞાન અને પશ્ચિમની ધર્મભાવના પુર્વના રંગથી રંગાતા જાય છે. હાલનું કાળચક્ર પુરૂં થતાં એવો યુગ સ્વાભાવિક રીતે આવવાનો સંભવ છે કે જે સમયે ધનપ્રાપ્તિ અને મહત્વકાંક્ષા એ જીવનના સાધ્યબિન્દુરૂપ ગણાતા બંધ પડશે.

પ્રજાઓના જીવનમાં તેમજ વ્યક્તિઓના જીવનમાં એવો સમય આવે છે કે જ્યારે જીવનને દોરનારી ભાવનાઓ બદલાય છે, અને તેને લીધે જીવનની રીત પણ બદલવા લાગે છે. જ્યારે હું નાનો હતો ત્યારે બીજા છોકરાઓની માફક મને પણ નૌકા ખાતામાં ભાગ લેવાની ઇચ્છા થતી હતી. નૌકાસૈન્યમાં જોડાવું જોઇએ એવી કાંઇ ભાવના ન હતી, એની મને ખાત્રી છે, આશય ઘણો સાદો અને કવિત્વ ભાવના વગરનો હતો, તે વખતનાં વહાણોને દોરડાં બહુ હતાં, અને તે દોરડાં એક બીજા સાથે જોડવામાં આવતાં હતાં, જેથી તે દોરડાં ઉપર થઇ ઉંચે ચડવામાં મને સુખના સ્વપ્ન આવતાં હતાં,

અને તે વિચારથી નૌકાસૈન્યમાં જોડાવાની ઇચ્છા થઇ. તે દોરડાઓ ઉપર અને થાંભલા પર ચઢવું તે કેટલું સુખકારક હતું ? મને તે દોરડાં ઉપર ચઢવાનો અધિકાર નિરંતર નહી જ મળે, એમ હું સારી રીતે જાણતો હતો, પણ કોઇવાર હું પોતે નૌકાસૈન્યનો અધિપતી થઇશ ત્યારે મને કોણ રોકી શકશે ? હું કલ્પનાથી વિચારતા હતો, કે મેં પીંછાવાળી ટોપી પહેરી છે, મારા હાથમાં દુરબીન છે, નીચેથી ગમે તેટલો શોરબકોર કરવામાં આવે, છતાં હું સ્વેચ્છાએ તે દોરડાં ઉપર આમતેમ કુદું છું, આવી જાતની કલ્પનાઓ બાલ્યાવસ્થામાં મને આવતી હતી પણ સમય આવતાં મારી તે ભાવના બદલાઇ ગઇ, અને જીવનનો ઉદ્દેશ તદ્દન જુદો જ બની ગયો.

એમ કહેવામાં આવે છે કે જોન ટીન્ડેલના વિજ્ઞાન સંબધના ભાષણો તેના સમયમાં ઘણાં વખાણતાં હતાં અને લોકો તે સાંભળવાને ઘણા ઉત્સુક હતા, તે એકવાર અમેરીકા ગયા, ત્યાં અમેરીકાના એક વ્યાપારી મનુષ્યે તેને કહ્યું કે " જો તું તારૂં વિજ્ઞાનિક જ્ઞાન અને શક્તિ વ્યાપારના કામમાં વાપરે તો તું ઘણું ધન એકઠું કરી શકે, " તેના જવાબમાં તેને કહ્યું કે:—" મેં પણ એકવાર તેવો વિચાર કર્યો હતો, પણ તરત જ તે વિચાર મેં તજી દીધો, કારણ કે ઘણા વિચારને અંતે હું એવા નિર્ણય પર આવ્યો હતો કે મને ધન પેદા કરવા પાછળ ગુમાવવા જેટલો સમય નથી. " તે વ્યાપારી શરમાઇ ગયો. એમ સાંભળવામાં આવ્યું છે કે કેટલાક રશીયાના કેદીઓને ખાણોમાં સાંકળ સાથે બાંધીને રાખવામાં આવે છે આ કરતાં ભયંકર સ્થિતિની કલ્પના થઇ શકે નહિ. જે દુઃખમય સ્થિતિમાંથી દિવસ કે રાત્રિએ છૂટા થઇ શકાય નહિ તેવી સ્થિતિમાંથી ઉપજતી નિરાશા, કંટાળો અને ઉદ્વેગ અવર્ણનીય છે. કામ કરતી

વખતે તેમજ આરામ લેતી વખતે તે સાંકળો સાથે જ હોય છે. મળ મુત્રના ત્યાગ, વખતે પણ તે સાંકળથી બંધાયેલો હોય છે. આ કરતાં શું કાંઇ પણ વધારે ત્રાસજનક હોઇ શકે ? પણ આપણે પણ શું એક યા બીજી રીતે આખો દિવસ સાંકળોથી બંધાયલા નથી ? આપણે જાતે જગતની ક્ષુદ્ર વસ્તુઓ સાથે આપણી જાતને બાંધી છે, એ શુ સત્ય નથી ?

મારા કહેવાનો ભાવાર્થ આપણે સમજવા પ્રયત્ન કરીશું. આપણે દરેક કામ તો કરવું જોઇએ. દરેકને કાંઇ પણ કામ કરવાનું હોવું જ જોઇએ. આપણે ગુજરાન મેળવવાનું હોય છે, આપણા કુટુંબોનું પોષણ કરવાનુ હોય છે, આપણે ધંધો કરવાનો હોય છે એ રીતે આપણે બંધાયલા છીએ પણ આ બધાં કામો તો સાંકળ જેવાં છે, જેનો ઉપયોગ મનુષ્ય કામ કરતી વખતે કરે છે. તેને કોઇવાર તેથી કંટાળો આવે, પણ મનુષ્ય રાજીખુશીથી તે સ્થિતિ સ્વીકારે છે અને તે પ્રવૃત્તિને કેટલેક અંશે આનંદનું કારણ માને છે. આ બધું તો ઠીક છે પણ તેના સાથે એવી રીતે બંધાવું કે દિવસનું કામ પુરૂં થાય ત્યારે પણ આપણાથી છુટાય નહિ તે તો એક જાતની હલકી ગુલામગીરી છે. ત્યારે મારો કહેવાનો ભાવાર્થ એ છે કે તમે તમારો વ્યાપાર કરો—પ્રવૃત્તિ કરો, પણ તેમાં તમારી સ્વતંત્રતા જાળવો, તમારી પ્રવૃત્તિ કે વ્યાપારથી તમારૂં શરીર કેટલેક અંશે બંધાયલું રહે, પણ તેથી તમારૂં મન ગુલામ બનવું જોઇએ નહિ. મનની સ્વતંત્રતા એજ અગત્યની બાબત છે, પાર્થિવ જીવનની હાડમારીઓમાં આપણે બધા ફસાયલા છીએ. એક મનુષ્ય વિષય સુખનો ગુલામ છે, બીજો મનુષ્ય કીર્તિનો ગુલામ છે, ત્રીજો મનુષ્ય ધન પ્રાપ્તિનો ગુલામ છે. આ બધી વસ્તુઓ પોત પોતાને સ્થાને યોગ્ય છે. ઇંદ્રિયોના સુખ

વિના મનુષ્યો સુસ્ત બની જાત. કીર્તિ વિના જીવનનો ઉત્સાહ અને રસ ચાલ્યાં જાત અને હાલની સ્થિતિમાં સોનું એ ઉપયોગી સાધન છે. આ બધી વસ્તુઓ સારી છે, પણ તેનાથી જકડાઇ જવું અને તે સિવાય બીજા કોઇ પણ ઉચ્ચ પદાર્થનો વિચાર સરખો પણ ન કરવો એ કેટલી દુર્દશા ?

આવો દેખાવ ઘણીવાર નજરે પડે છે. દીવસ પ્રકાશમય છે. સુર્ય આકાશમાં ચળકી રહ્યો છે, નાનાં શ્વેત વાદળો તે પારદર્શક આકાશમાં ભમતાં જણાય છે, તમે આ સુંદર દેખાવ જોવાને રસ્તામ થોભો છો, તેવામાં એક મનુષ્ય બહુજ ઝડપથી દોડતો આવે છે. તેના શરીરે પરસેવો વળ્યો છે. તેના શરીર ઉપર ધુળ ઉડી છે. તેને કાંઇપણ સુંદરતા જોવાની દ્દષ્ટિ નથી. તેનું કારણ શું ?

તે એકજ વિચારમાં મગ્ન થયો છે, તે ટ્રેઇન પકડવાને જલદીથી દોડે છે. આટલી બધી સુંદરતા અને ભવ્યતા જાણે જગતમાં નથી, એવી રીતે તે ત્યાં થઇ પસાર થાય છે, અને જેને ખાતર તે સુંદરતાનો ભોગ આપે છે, તે વ્યાપાર કેટલો બધો કીંમતી હશે, તેનો વિચાર કરતાં આશ્ચર્ય થાય છે

વળી આપણે વિચારવું જોઇએ કે આપણી મૂર્ખાઇથી આપણે ઘણીવાર ઇંદ્રિયોનાં સુખો અને કીર્તિ જેવા ચીજો કે જે દુર્ગુણની સમીપમાં મનુષ્યને બસડી જાય છે, તેની સાથે બંધાઇએ છીએ, એટલું જ નહી, પણ જેને સદ્દગુણોના પણ ગુલામ થઇએ તો તે સદ્દગુણો પણ દુર્ગુણ જેટલા જ ખરાબ છે, કેટલાક 'ધર્મિષ્ટ' અને ભલા' ગણાતા મનુષ્યો એવા હોય છે કે તેમની સોબતમાં રહેવાથી મનુષ્યને ઉદાસી આવે છે. વળી કેટલાકને કરજની ભાવના એટલી બધી પ્રબળ હોય છે કે તેઓ જાતે આરામ લઇ શકતા નથી, અથવા

તેમના મિત્રોને પણ આરામ લેવા દેતા નથી અને પોતાની ફરજના સંબંધમાં નિરંતર ચિંતા કર્યા કરવી, અને આ રીતે પોતાના આત્માને હલકો બનાવવો અને પોતાના મિત્રોને હેરાન કરવા એ શું પાપ કરવા જેટલું ખરાબ નથી, એવા વિચારો મારા મનમાં આવ્યા કરે છે. આ બાબતમાં સદ્‌ગુણો દુર્ગુણો કરતાં કોઇ રીતે ચઢી જતા નથી, અને પત્થરના એક સાથે બંધાવું એ લાકડાના ચક્ર સાથે બંધાવા કરતાં કોઇ રીતે ચઢીઆતું નથી. અંગત ચિંતાઓ અને હરકતોના, અંગત સદ્‌ગુણો અને દુર્ગુણોના અને પોતાને બાંધનારી ફરજો અને વિષય સેવનાના ભોગ થવા જતાં મનની અમર સ્વતંત્રતાનો ભોગ આપવો એ મોટી ભૂલ છે, અને હું ચેતવણી આપું છું કે આ ભૂલ તદ્દન નિરૂપયોગી છે, તમે સર્વે સ્વતંત્રતાનો અનાદર કરીને તમે એકજ બાબતના ગુલામ થાઓ-પછી તે બાબત ગમે તેવી નિર્દોષ હોય છતાં જો તમે તેના ગુલામ થાઓ-તો શું પરિણામ આવશે તેનાથી ચેતતા રહો. એક દીવસ તમે આશા પણ નહી રાખી હોય તે સમય દેવો તમારા ઉપર વજ્ર મોકલશે, જે કામને માટે તમે સખ્ત મહેનત કરી હશે, અને મહેનતુ દીવસો અને નિંદ્રા વગરની રાત્રીઓ પસાર કરી હશે તે કામ એક દીવસ તમારા આગળ તૂટેલી સ્થિતિમાં પડયું હશે, તમારી કીર્તિ નાશ પામી હશે, તમારી મહત્વાકાંક્ષા વિફળ થઇ હશે. તમારી વર્ષોની બચાવેલી રકમ ચાલી ગઇ હશે, તે વખતે તમને લાગશે કે તમારૂં જીવન તદ્દન નિષ્ફળ ગયું છે. પણ થોડા સમયમાં તમે જાગ્રત થશો અને તમને જણાશે કે કાંઇક નવીન જ બનાવ બનવા પામ્યો છે, તમને લાગશે કે જે વજ્ર તમને નાશકારક લાગતું હતું તે તમારા ઉદ્ધાર વાસ્તે આવ્યું છે, તમને અમુક ચક્ર સાથે બાંધનારી સાંકળને તે બનાવે તોડી નાખી છે, અને તમે હવે સ્વતંત્ર થયા છો.

શાંતિનો હું શું અર્થ કરું છું તે તમે હવે જોઇ શક્યા હશો. દુનિયાના ચક્ર સાથે બાંધનારી સાંકળથી છુટા થવું તેનું નામ શાંતિ છે, તે તોફાનના મધ્ય ભાગમાં દાખલ થવાની ક્રિયા છે; તે વિચારોને શાંત કરવાની ક્રિયા છે. આપણા વિચારો—આપણા મનની આસક્તિ આપણને બહારની વસ્તુઓ સાથે બાંધે છે. બહારની વસ્તુઓ જાતે તો બધી સારી છે, આપણા વિચારો દ્વારા આપણે તે વસ્તુઓના ગુલામ બનીએ છીએ. તમારા વિચારો પર કાબુ મેળવો એટલે તમે સ્વતંત્ર છો. પછી બહારની વસ્તુઓને તમારી મરજી પ્રમાણે વાપરી શકો અથવા તો મરજી પ્રમાણે જતી કરો. આ શિક્ષણમાં કાંઇ નવીન નથી. જમાનાઓથી આ શિક્ષણ ચાલ્યું આવે છે અને દુનિયાની પ્રાચીન તત્ત્વ વિદ્યાના એક ભાગ રૂપ છે. કઠોપનિષદ્માં લખ્યું છે કેઃ—

**यथोदकं दुर्गे वृष्टं पर्वतेषु विधावति ।**
**एवं धर्मान् पृथक् पश्यंस्तानेवानु विधावति ॥**

પર્વતની કિનાર પર પડેલું પાણી ચારે બાજુએ દોડે છે, તેવીજ રીતે પૃથક્ પૃથક્ ગુણોને જોનાર સર્વ બાજુએ તેમની પાછળ દોડે છે.

જે મનુષ્યને શાંતિ હોતી નથી તેનું આ ચિત્ર છે અને આ દૃષ્ટાંત બહુજ બંધ બેસતું છે, મેઘનું જળ પર્વતના શિખર પર પડે છે પાણીના પ્રવાહો દરેક બાજુએ ખડકો ઉપર પડે છે. આ બધા પ્રવાહોની પાછળ જઇ તેમને રોકવા ઇચ્છનારા મનુષ્યનું ચિત્ર તમારી આંખ સંમુખ કલ્પો પણ આગળ જતાં ઉપનિષદ્ આપણને જણાવે છે કેઃ—

**यथोदकं शुद्धे शुद्धमासिक्तं तादृगेव भवति ।**
**एवं मुनेर्विजानत आत्मा भवति गौतम ॥**

પવિત્ર જળમાં પડેલું પવિત્ર જળ તેવુંજ રહે છે, તેમ હે ગૌતમ! જ્ઞાની અને ચિંતકનો આત્મા પણ પવિત્ર રહે છે. શાંતિનું કેવું પરમ ઉદાહરણ! છ એ બાજુએ પારદર્શક કાચની બનાવેલ એક ટાંકી કલ્પો, અને તે સ્વચ્છ જળથી ભરેલી છે એમ વિચારો. હવે એક મનુષ્ય સ્વચ્છ જળની ભરેલી શીશી લઇને આવે છે, અને તે શીશીનું પાણી તે જળમાં ધીમેથી નાખે છે, તો પછી શું થશે? કાંઇ પણ બનશે નહિ. સ્વચ્છ જળ સ્વચ્છ જળમાં ભળી જશે—હતું તેવું રહેશે, સ્થાનભેદ થશે નહિ, રંગનો ભેદ પણ થશે નહિ (જો કાદવવાળું પાણી હોત તો રંગ ભેદ થાત) પણ પુર્ણ એકતા જણાશે.

માત્ર સમજવા પ્રમાણે તેનો અર્થ આ પ્રમાણે છે. ઉપરના દૃષ્ટાંતમાં વર્ણવેલી ટાંકી એ વિશ્વનું મોટું જલાશય છે, જેની અંદર સર્વ જીવનનો પૂર્ણ અને પવિત્ર આત્મા રહેલો છે.

આપણે દરેક—દરેકે દરેક જીવ—તે મહા જળાશયના એક બિન્દુરૂપ છીએ, તે બિન્દુ પણ પૂર્ણ અને પવિત્ર છે. (જો કે જે પાત્રમાં તે પાણી ભરવામાં આવ્યું હોય તે કદાચ પૂર્ણ અને પવિત્ર ન પણ હોય.) જ્યારે આપણે આપણામાંનો દરેક—જગતમાં આવીએ છીએ, અને જીવનનો જે મહાન સમુદ્ર સર્વ મર્ત્ય આકારોની પાછળ રહેલો છે, તેને મળીએ છીએ, ત્યારે તે મળવાની ક્રિયા તે નાના પાત્રમાંનું જળ મોટા જળાશયમાં નાખવા સરખી છે. નાના પાત્રમાં રહેલો જગરૂપ આપણે જો પવિત્ર અને નિર્મળ હોઇએ તો આપણે જ્યારે દુનિયાને મળીએ ત્યારે દુનિયામાં પૂર્ણ રીતે અને સુસંપથી વ્યાપી રહેલા પરમાત્મા સાથે આપણે કાંઇ પણ દુઃખ કે અવ્યવસ્થા વિના મળી જઇએ છીએ અને તેની અંદર જઇ તેની સાથે એકતા અનુભવીએ છીએ. આ સ્થિતિનું વર્ણન કેવી રીતે આપી શકાય? તમને

જે કોઈપણ મનુષ્ય મળશે, તેની કુંચી હવે તમારા હાથમાં આવી. કારણ કે તમને હવે ભાન થવા લાગશે કે તે મનુષ્યનું ખરૂં સ્વરૂપ એ તમારા સ્વરૂપથી ભિન્ન નથી. કારણ કે દરેક બનાવ એ તમારા ઉપર તે મહાન્ આત્માની ક્રિયા છે. આ કરતાં શાંતિનું વધારે સુંદર વર્ણન આપી શકાય ? પવિત્ર જળમાં પવિત્ર જળ નાંખવું ? આમા કાંઇપણ ઉતાવળનું પ્રયોજન નથી. કારણ કે યોગ્ય સમયે યોગ્ય વસ્તુ બની રહેશે. તમારે તમારૂં સ્થાન છોડવાની જરૂર નથી, કારણકે જેની તમે ઇચ્છા રાખો છો, એ તમારી સમીપજ છે. વાજસનેયી સંહિતા ઉપનિષદનો આ એક બીજો શ્લોક છે, તેમાં પણ તેવીજ ભાવના પ્રદર્શિત કરવામાં આવેલી છે.

જે આત્મામાં સર્વ જીવોને જુએ છે, અને જે સર્વ જીવોમાં આત્માને જુએ છે, તે કોઇથી પણ વિમુખ થતો નથી. આત્માજ બધા આકારોરૂપે પરિણામ પામ્યો છે એવું માનનારને-એવું માની આત્મૈક્ય અનુભવનારને મોહ કે શોક કયાંથી સંભવી શકે ? જે સર્વને આપણે ચહાઇએ છીએ તેના અસ્તિત્વથી જ્યારે આખું વિશ્વ પારદર્શક બની જાય, અને તે સર્વ વ્યાપી અસ્તિત્વને લીધે કેટલું જણાય ત્યારે મોહ કે શોકને અવકાશ કયાંથી હોય ? આ ઉપનિષદો લખાયા પછી ઘણા થોડા સમય પછી લેઓટઝ નામના એક મહાન ગુરૂ ચીનમાં પ્રકટ થયા તેમણે પણ આ પ્રશ્નોની ચર્ચા કરી છે. તેમણે " ટેઓ-ટેઅ-રાજ્ય " નામના પુસ્તકમાં લખ્યું છે કે " એવો કોણ છે કે જે મલીન જળને શુદ્ધ બનાવે ? " આ પ્રશ્ન ગુંચવણભર્યો લાગે છે. એક પળવાર તો આ પ્રશ્નનો જવાબ આપતાં મનુષ્ય આંચકો ખાય છે, પણ લેઓટઝ તેનો જવાબ આ પ્રમાણે આપેછે "જો તમે પાણીને શાંત પડી રહેવા દેશો, તો તે પોતાની મેળે સ્વચ્છ

થઇ જશે ” મનનું મલીન પાણી મૂર્ખાઇભર્યા નજીવા વિચારોથી વધારે મલીન બને છે અને જ્યાં ત્યાં કચરાવાળું લાગે છે. પણ જો તેને તમે ઠરવા દેશો તો તે પોતાની મેળે નિર્મળ બની જશે. વરસાદના ઝાપટાં પડયા પછી જો તમે કોઈ સામાન્ય રસ્તાપર થઇ ગયા હશો તો તમને કેટલેક સ્થળે પાણીના ખાબોચીયાં જણાશે. તે લોકોના તથા પશુઓના પગલાંથી ગંદા અને દેખાવમાં કદ્રુપા લાગશે. તેજ રસ્તે જો તમે થોડા કલાક પછી સાંજરે—જ્યારે લોકોની અને ગાડી ઘોડાની આવજા ઓછી થઇ ગઇ હોય તે પછી જાઓ તો તમને જણાશે કે દરેક ખાબોચીયાનો મળ નીચે બેસી ગયો છે, અને તે દર્પણ જેવું બન્યું છે, જેની અંદર વૃક્ષોના, વાદળાના, સૂર્યાસ્તના અને તારાઓના શુદ્ધ પ્રતિબિંબ પડતાં તમને જણાશે.

તેવીજ રીતે આ મનરૂપી દર્પણનો વિચાર કરો. મનને એકલું રહેવા દો. ઉદ્વેગ કરનારા વિચારો, ચિંતાઓ, પોતાની મહત્તાના અને ફરજો સંબંધીના પટપટારાનો કચરો નીચે બેસવા દો અને થોડા સમયમાં તમે ધારેલું અથવા જોયેલું પણ નહિ એવું કાંઇક તમને જણાશે—તમે કદાપિ જોયું હશે તેના કરતાં પણ કાંઇક વિશેષ સુંદર તમારી દૃષ્ટિએ પડશે. શાશ્વત અને સત્ય દુનિયાની તમને ઝાંખી થશે, અને આવી ઝાંખી ફક્ત શાંત મનવાળાનેજ થઇ શકે છે.

**Do not recklessly spill the waters of your mind in this direction and in that, lest you become like a spring lost and dissipated in the desert.**

**But draw them together into a little compass, and hold them still, so still.**

**And let them become clear, so clear-so limpid so mirror-like.**

If last the mountains and the sky shall glass themslves in peaceful beauty.

And the antelope shall descend to drink, and the lion to quench his thirst.

And Love himself shall come and bend over, and catch his own likeness in you.

તમારાં મનમાં પાણીને ઘડીકમાં આ બાજુએ અને ઘડીકમાં બીજી બાજુએ બેદરકારીથી ઢોળી નાખતા ના. તેનું પરિણામ એ આવશે કે તમે એવા ઝરા સમાન થઇ જશો કે ઝરો જંગલમાં અદશ્ય થઇ જશે, અને તેનું પાણી ક્ષય પામી જશે, પણ તે બધાં એક ન્હાનકડી જગામાં એકઠા કરો, અને તેને શાંત બનાવો–બહુજ શાંત બનાવો, તેને એટલાં બધાં સ્વચ્છ—બહુજ સ્વચ્છ નિર્મળ અને દર્પણ જેવાં બનાવો. છેવટે તે જળમાં પર્વતો અને આકાશની સુંદરતા ઝળકશે.

હરણીયાં પાણી પીવાને આવશે, અને સિંહ પોતાની તરસ છીપાવવાને આવશે, અને પ્રેમ પોતે આવીને નીચો વળશે, અને તમારામાં પોતાનું પ્રતિબિંબ જોશે. ખરેખર આપણામાં અમૂલ્ય વસ્તુ રહેલી છે, પણ કાદવમાં પગ મુકીને ચાલવાથી, આપણે તેને શોધી શકતા નથી. આ શાંતિનો પ્રદેશ છે, પણ આસપાસની દુનીયાના પવનનો ઝપાટો એટલો બધો સખ્ત છે કે તેમાં આપણે પ્રવેશ કરી શકતા નથી. આમ છે તે વાત પણ સારી છે, કારણ કે તે માર્ગ સરલ ન હોય તેમાં જ ઉત્તમતા છે. રવીન્દ્રનાથ ટાગોર સાથે એક વખત થોડા સમય ઉપર મારે વાતચિત થઇ, તે દરમ્યાન મેં તેમને પૂછ્યું કે " આ

મોટા શહેરમાં તમને નવાઇ જેવું શું લાગ્યું ?" તેમણે કહ્યું દરેક મનુષ્યની અવિશ્રાંત સતત્ પ્રવૃત્તિ" મેં કહ્યું. "કોઇ ચીજની શોધમાં ફરતાં હોય તેમ તેઓ જણાય છે" તેમણે કહ્યું "પોતાનામાં કેવો મોટો ખજાનો રહેલો છે; તેનું તેમને ભાન નથી, તેથી તેઓ બહાર દોડતા જણાય છે." હવે આપણે આ ખજાનો કેવી રીતે શોધી કાઢીશું ને તેને આપણે પોતાનો બનાવીશું ! આ મનને શાંત કરવાની ક્રિયા કેવી રીતે પ્રાપ્ત કરવી ? કારણ કે આ ક્રિયા તેજ સર્વ શક્તિ અને સર્વ વૈભવનું રહસ્ય છે. આ કામ ખરેખર કઠણ છે, પણ આ વિષયના પ્રારંભમાં જણાવ્યા પ્રમાણે આપણે વર્તમાનકાળના અભ્યાસીઓએ તે પ્રાપ્ત કરવું જ જોઇએ, આપણે તે પ્રાપ્ત કરવાનું છે, કારણ કે તેની અપ્રાપ્તિ એ ચારે તરફ ફેલાતા ગાંડપણનું કારણ છે, મનને શાંત કરવાની, જ્યારે ધારો ત્યારે શાંતિના પ્રદેશમાં દાખલ થવાની અને તમારા વિચારોને કાઢી નાખવાની તથા તે વિચારો પર રાજ્ય ચલાવાની શક્તિ આ સર્વ તંદુરસ્તીની નીશાની છે, સર્વ શક્તિ અને સામર્થ્યની તે શરત છે, કારણ કે માનસિક તેમજ શારીરિક સર્વ તંદુરસ્તીનો આધાર આંતર જીવન સાથેના આપણા સંબંધપર રહેલો છે. જો તેની સાથે કોઇ સંબંધમાં આવી શકે નહી તો કુદરતી શક્તિઓ શરીરના બંધારણમાં દાખલ થઇ શકે નહી. ઘણાખરા રોગો—લગભગ બધા રોગો—આ સંબંધની અવ્યવસ્થિત સ્થિતિમાંથી ઉદ્દભવે છે. સઘળી ઉતાવળ, તેમજ બહારની વસ્તુઓ પાછળની દોડધામ આ સંબંધને તોડી નાંખે છે, ઝાકળની અસર નીચે સરોવરના પાણીને શાંત થઇ ઠરવા દો, તો તે પાણી ઉપર જુદા જુદા આકારના બરફના પુષ્પો તથા ભાલાઓ દેખાશે. પણ જો તે પાણીને લાકડી કે વાંસવતી આખો દિવસ હલાવ્યા કરશો

તો તેનું પરિણામ એ આવશે કે તે પાણી બેડોળ આકૃતિવાળું અને નહી જેવું ઠરેલું જણાશે.

આપણી અંદર શાંતિ હોય તો જ તે શાંતિમાંથી શક્તિ અને સામર્થ્યનો ઉદ્ભવ થવાનો સંભવ છે. મને આ બાબતની એટલી બધી પ્રાપ્તિ થઇ છે કે જ્યારે કોઇ પણ કામમાં હું ઉતાવળ કરવા દોરાઉં છું, ત્યારે હું એકદમ અટકું છું અને કહેવા લાગુ છું કે " તું કાંઇ સારૂં કામ કરતો નથી " અને મને જણાય છે કે ઘણી વાર તેમજ હોય છે. તેમને કદાચ વિચિત્ર લાગશે, છતાં ધ્યાનમાં રાખવા લાયક બાબત એ છે કે જ્યાં લોકો ઘણીજ ઉતાવળ કરે છે તેવા સ્થળોમાં–જેવાં કે લંડન શહેરમાં અથવા વોલસ્ટ્રીટમાં અથવા ન્યુયોર્કમાં–જે કામ કરવામાં આવે છે તે ઘણું જ ઓછું અગત્યનું હોય છે ( કારણ કે ત્યાં પૈસાની લેવડ દેવડજ હોય છે, ) પણ જો તમે ખેડુત ને ખેડુતો જોશો તો તમે તેને મનુષ્ય જાતિનું સારામાં સારૂં કામ કરતો જોઇ શકશો. તમે તેની હીલચાલો વિચારપૂર્વકની અને શાંત જોશો, જાણે કે તેને વાસ્તે અનંત સમય ખુલ્લો પડયો હોય એમ તે વર્તતો જણાશે.

આ બાબતમાં સત્ય એ છે કે ખેડુતની માફક જ્યારે તમારે પૃથ્વી, બળદ કે હવાનો અને કુદરતી ચીજો સાથે કામ કરવાનું હોય છે, ત્યારે કુદરતી કરતાં વધારે ઉતાવળ તમે કરી શકો નહિ. આ પ્રમાણે દલીલ કરવાથી મનુષ્ય નિરાશાજનક સ્થિતિ આગળ આવી પહોંચે છે. જો આ વાત ખરી હોય કે મનુષ્ય જે પ્રમાણમાં ઉતાવળ ન કરે તે પ્રમાણમાં સારૂં કામ કરી શકે, તો પછી જે મનુષ્ય તદન આળસુ બેસી રહે, અને હાથનાં આંગળા ફેરવ્યા કરે તે મનુષ્ય પ્રવૃત્તિ કાર્ય દક્ષતાની ટોચે પહોંચી શકે. જો આ વસ્તુને બરા-

અર સમજવામાં આવે તો ઉપરના કથનમાં પણ મહા સત્ય રહેલું છે. આ બાબત પણ ઉપર જણાવેલી બીજી બાબતો માફક ઘણા લાંબા સમયથી જાણીતી છે, અને ઉપદેશાયલી છે. લેઓટેઝા નામનો ઋષી જેનો સ્વભાવ હસમુખો હતો તે જણાવે છે કે " એવું કાંઇ પણ નથી કે જે અપ્રવૃત્તિથી ન મળી શકે " આ પ્રથમ દષ્ટિએ આપણને મૂર્ખાઇભર્યું લાગે છે, અથવા તેથી પણ વધારે ખરાબ જણાય છે પણ પુષ્કળ વિચારને અંતે જણાય છે કે તેમાં અનંત ડહાપણ સમાયેલું છે. આ રહસ્ય જાણવાથી કુદરત અને વિશ્વની સઘળી શક્તિઓ તમારે વાસ્તે બધુંય કરશે. ભગવદ્ગીતા પણ કહે છે કે "જે કર્મમાં અકર્મ અને અકર્મમાં કર્મ જુએ છે, તેજ મર્ત્ય મનુષ્યોમાં જ્ઞાની છે."

આ વાકયોપર થોડીવાર વિચાર કરવો એ સમયનો સદુપયોગ છે. આપણે બધા મેં ઉપર જણાવ્યું તે પ્રમાણે આપણી સ્થિતિ અને સ્થાનથી બંધાયેલા છીએ. આપણે કાર્યના બંધનમાં કેટલેક અંશે ગુંથાએલા છીએ; પણ તેથી આપણા મન કેદી બનવા જોઇતા નથી આપણે જરૂરના બહારના માર્ગો તીવ્રતાથી અને પુર્ણ શક્તિથી કામ કરીએ તે સમયે પણ મનને સ્વતંત્ર અને મુક્ત રાખવાનું બની શકે તેમ છે, કે જેથી આપણા કાર્યના પરીણામ સંબંધમાં આપણે તટસ્થ રહી શકીશું અને તે પરિણામ આપણને અસર કરી શકશે નહિ તેમજ કોઇવાર બાહ્યથી પ્રવૃત્તિ વગરના રહેવું પડે. તે સમયે પણ આપણને જણાય કે બહારની અપ્રવૃત્તિમાં પણ ઉંડા જીવનના પ્રવાહોમાં આપણે ભાગ લેતા હોઇએ છીએ. આ પ્રવાહો નિશ્ચિત ફળ તરફ જતા હોય છે જે ફળ એક રીતે આપણું છે અને બીજી રીતે આપણું નથી. દીવાદાંડીમાંથી નીકળતું કિરણ અસાધારણ ગતિથી

જમીન અને દરિઆપર હાલતું દેખાય છે, અને તમને એમ લાગે છે કે તે દીવાદાંડીનો પ્રકાશ પણ પુર્ણ જોશથી હાલતો હશે, પણ જ્યારે તમે દીવાદાંડીના મકાનપર જઇ જુઓ છો ત્યારે ત્યાંનો દીપક તદન સ્થિર હોય છે. ફક્ત તે દિવાનું પ્રતિબિંબ ફરતું હોય છે. ઘોડાપરનો સ્વાર ઘોડાને આમતેમ કુદાવે પણ તે પોતે ગતી કરે છે કે કેમ એ પ્રશ્ન છે, માણસની ઇચ્છાથી શક્તિની જરાક સૂચના માત્રથી તે ઘોડો જરૂરનાં કામો કરી નાખે છે. કુદરતની અનંત અને અમાપ્ય શક્તિઓની સાથે આપણે યોગ્ય સંબંધમાં આવીએ તો પછી જગતમાં એવું શું છે કે જે આપણે ન કરી શકીએ ? બૃહદારણ્યકોપનિષદ જણાવે છે કે જો કોઇ આત્માને પોતાના ખરા સ્વરૂપ રીતે ઉપાસે તો તેનું કામ કદી નિષ્ફળ નીવડે નહિ. કારણકે જેની જેની તે ઇચ્છા કરે છે તે આત્મા પાસેથી મેળવી શકે છે. આ કેવું વિચિત્ર કથન છે ? છતાં તે અડગ સત્ય છે.

જો તમે તમારા આત્માને વિશ્વના પરમાત્મા સાથે એક તરીકે અનુભવવા સમર્થ થાઓ તો તમે જે ઇચ્છશો તે પરમાત્મા ઇચ્છશે, અને કુદરતની બધી શક્તિઓ તમારી સેવામાં હાજર થશે, અને તમારી તંગીઓ પુરી પાડવામાં મદદગાર નીવડશે.

આ વિશ્વમાં ઘણી વસ્તુઓ અંતરપડદામાં રહેલી છે, જેનું વર્ણન કરવું મુશ્કેલ છે, છતાં જેનો અનુભવ કરવો અશક્ય નથી. અને આ બધાનો આધાર વિચારીને શાંત કરવાપર રહેલો છે,

હલકા મનના સંખ્યાબંધ શત્રુઓની વચમાં થઇને ઇજા પામ્યા વિના કે ગભરાયા વિના સ્વર્ગના હૃદયમાં પ્રવેશ કરવાની આ ક્રિયા છે. હવે ત્યારે પ્રશ્ન એ થાય છે કે આ શક્તિ કેવી રીતે પ્રાપ્ત થઇ શકે ? અને તેને વાસ્તે એકજ પ્રત્યુત્તર છે. કોઇ પણ શક્તિ અથવા સાધન મેળવવા માટે પણ તેજ જવાબ ઉપયોગી થશે.

તેને વાસ્તે એકજ માર્ગ છે, અને તે એ છે કે તે કામ કરવા માંડો, તે કરવાનો અભ્યાસ પાડો. જો તમારે ક્રિકેટ રમતાં શીખવું હોય તો તે ખેલવા માંડો. જો તમારે તરતાં શીખવું હોય તો તરવા માંડો. નહિ તો તમારી સ્થિતિ તેવા મનુષ્યના જેવી થશે કે જે મનુષ્યના કેટલાક મિત્રો નદીમાં સ્નાન કરતા હતા અને તેને સ્નાન માટે આમંત્રણ કરતા ત્યારે તેણે કહ્યું હતું કે "હું તમારા ભેગો ભાગ લેવા ખુશી છું, પણ જ્યાં સુધી મને તરતા નહિ આવડે, ત્યાં સુધી પાણીમાં દાખલ થવાની મુર્ખાઇ હું કદાપિ કરીશ નહિ."

અભ્યાસ સિવાય બીજો કોઇ માર્ગ નથી, જો તમારે વિચાર સંયમની કે અમૂલ્ય શક્તિ પ્રાપ્ત કરવી હોય, જો તમારે વિચારોને વાપરવાની અથવા મરજી આવે ત્યારે વિચાર રહીત બનવાની શક્તિ મેળવવી હોય તો અભ્યાસ સિવાય તેને વાસ્તે બીજો કોઇ માર્ગ નથી. અને આ અભ્યાસમાં બે પ્રકારની કસરતો કરવી પડે છે.

(૧) એકાગ્રતા–કોઇ અમુક વિષય ઉપર અમુક સમય સુધી મનને સ્થિર રાખવાની શક્તિ.

(૨) અમુક વિચારને કાઢી નાખવાની શક્તિ-મનનમાંથી અમુક વિચાર કાઢી નાખવો અને અમુક વખત સુધી તે વિચારને મનમાં પ્રવેશ કરવા દેવો નહિ તે ક્રિયા.

આ બન્ને ક્રિયાઓ કઠણ છે. પણ અભ્યાસથી બન્ને કામ કરવાની શક્તિ ખીલે છે. અને છેવટે એવો પણ સમય આવશે કે જ્યારે મનુષ્ય પોતાના મનમાંથી ગમે તે વિચારને દૂર કાઢી શકે એટલું જ નહિ પણ થોડા સમય સુધી તો કોઈ પણ જાતના વિચારને મનમાં દાખલ થવા દે નહિ. જ્યારે આ પગથીએ પહોંચાય છે, ત્યારે સર્વ પ્રાણીઓની આસપાસ ફરી વળેલો માયાનો

પડદો ચીરાઇ જાય છે, અને શાંતિના સ્વર્ગમાં (સંપૂર્ણ શક્તિ અને જ્ઞાનના સ્વર્ગમાં) તે પ્રવેશ કરી શકે છે.

આ પરમ સ્થિતિને સહાયક અને તે કામમા ઉપયોગી થાય તેવા અડકતરાં સાધનો તો બહુ છે. આ વાસ્તે મારા ધારવા પ્રમાણે ખુલ્લી હવાનું જીવન એ સર્વથા જરૂરતું ન ગણીએ તો પણ ઘણું અગત્યનું છે. દેવો દયાને ખાતર ઘરના અંદરના ભાગોમાં પણ આવે છે, પણ આવાં સ્થળો તમને પસંદ આવતાં નથી. કારણકે ત્યાંથી અશુભ પરમાણુઓ નીકળ્યા કરે છે. તેથી બનતાં સુધી તેઓ આવાં સ્થળોને દુરથી જ તજે છે. આમાં કાર્બોનિક એસીડ ગેસને બદલે ઓક્ષિજન શ્વાસમાં લેવાનો સવાલ નથી. ખુલ્લી જગ્યામાં અને કુદરતમાં કાંઇ દિવ્ય હયાતી અને પ્રભાવની અસર વધારે જણાય છે. તે મનને વિશાળ બનાવે છે અને તે નકામી ચિંતાઓ અને ઉદ્વેગને હડસેલી મૂકે છે. પણ બંધાયેલી જગ્યાઓમાં સર્વ જાતના નકામા અને મૂર્ખતાભર્યા વિચારો જંતુઓની માફક ઉભરાઇ જાય છે અને તે આત્માને વાદળની માફક ઢાંકી દે છે. આ બાબતનો અનુભવ કરો એટલે તમને તેની ખાત્રી થશે. જેમ સ્થુલ શરીરથી ખુલ્લી હવામાં રહેવું એ જરૂરતું છે, તેમ ભાવનાથી અને મનથી પ્રેમના વાતાવરણમાં રહેવુ એ પણ એટલું જ અગત્યનું છે. તે વાસ્તે મનને વિશાળ રાખવું જોઇએ, જેથી તે ખોટા ખ્યાલો, અંધશ્રદ્ધા અને બીજાઓ પ્રત્યેના તિરસ્કારના સંકુચિત સ્થાનમાં બંધાઇ જાય નહી, પણ તેથી ઉલટું તે સર્વત્ર સહાનુભુતિ રાખે, અને શાંતિ તથા સંયમના પ્રદેશમાં પહોંચવાને આપણને મદદગાર થાય, પણ જેના હૃદયમાં ક્ષુલ્લક દ્વેષભાવ, દુશ્મનતા, હલકાઇ, વેર વગેર તરવા છે, તેનો આત્મા કેદમાં પુરાઇ જાય છે, અને તેને છુટવાનો માર્ગ કઠણ થઇ પડે છે.

આ મુદ્દાઓ વિશેષ ચર્ચાની જરૂર નથી. ઉપર જણાવ્યા પ્રમાણે કોઇપણ વસ્તુની પ્રાપ્તિનો ઉપાય તે મેળવવા માટે ખરા દીલથી પ્રયત્ન કરવામાં રહેલો છે, તે મેળવવાને વ્યવસ્થાસર અભ્યાસ પાડવાનો છે.

જે આમ કરશે તેને જણાશે કે આ માર્ગ ધીમે ધીમે ખુલ્લો થતો જશે, અને તે ઉજ્જડ જંગલમાંથી ખુલ્લી જમીન તરફ જવાના વિશાળ માર્ગરૂપ લાગશે, છેવટે તે માર્ગ અંધકારમાંથી પ્રકાશ તરફ જતો જણાશે. કારણ કે જે ખરા અંતઃકરણથી પ્રયત્ન કરે છે, તેને માટે નિષ્ફળતા છે જ નહી. કારણ કે તે દિશામાં સઘળો પ્રયત્ન વિજયનો સૂચક છે, અને દરેક આગળનું પગલું તે ગમે તેટલું નાનું હોય અને તેનું પરિણામ ગમે તેટલું થોડું આવે તોપણ તે પગલું આગળ લઇ જનારૂં છે, અને તે પ્રકાશ તરફ એક પગલું સમીપ આવતું જાય છે.

---



## પ્રકરણ ૪ થું.

# *ચૈતન્યની વિશાળતા.

### ૧. આત્મિક જીવનના નિયમો.

જેઓ જિજ્ઞાસુ છે, જેઓ ખરા દીલથી કામ કરનારા છે. મનુષ્ય જાતિની સેવા કરવા ઇચ્છે છે અને જેઓ વિકાસક્રમમાં આખી માનવ પ્રજાને મદદ કરવા ધારે છે, તે મનુષ્યોને ઘણોજ ઉપયોગી થઇ પડે તેવા વિષયનો આપણે અહીં સાથે અભ્યાસ કરીશું. મેં મારા વ્યાખ્યાનોનું મથાળું " ઉચ્ચ જીવનના નિયમો " એવું રાખ્યું છે કારણ કે જેને ઉચ્ચ જીવન સાથે સંબંધ છે તેવી ધર્મની બાબતનો વિચાર કરતાં ઘણા પુરૂષો તે વિષયને કોઇપણ નિયમ લાગુ પડતો નથી એમ ગણે છે, અને તેને આપખુદી તરંગની વિચિત્ર કક્ષામાં મુકી દે છે. અથવા તે વિષયને એવા પ્રદેશમાં મુકી દે છે, કે જ્યાં કોઇપણ જાતનો પ્રયત્ન કર્યા વિના ફળ મળે છે, અથવા તો કોઇ પણ જાતની નિર્બળતા વિના મનુષ્યનો પરાભવ થાય છે. અધ્યાત્મજીવન નિયમને આધીન નથી, એ વિચાર

---

* મિસિસ એનીબેસન્ટના Larger consciousness એ નામના ભાષણનો અનુવાદ.

ઉપર ઉપરથી જોતાં સ્વાભાવિક લાગેઃ કારણ કે સ્થૂલભુવનના કેટલાક નિયમોનો જેવી રીતે અનાદર કરવામાં આવે છે, તેવી રીતે આ બાબતમાં પણ બને છે.

કેટલીકવાર કુદરતી શક્તિઓ એકાએક ફાટી નીકળેલી આપણા જોવામાં આવે છે. એક મોટો ધડાકો થાય છે અને તેની સાથે થોડા કલાકોમાં એક મોટો પર્વત ખડો થાય છે, અને જ્યાં પ્રથમ લીલું ઘાસ હતું ત્યાં કોતરો અને ખડકાવાળા શિખરો આપણી નજરે પડે છે. અને સાદી ખીણમાં ઉપસી આવતી ટેકરીઓની રૂપરેખા આપણા દૃષ્ટિપથમાં આવે છે. આવા મોટા ફેરફારો મનુષ્યોને કાંઇક આપખુદી તરંગ, અથવા તો મોટો અકસ્માત અથવા તો મોટી અવ્યવસ્થા, અથવા કંઇ અણધારેલું પરિણામ અથવા તો વિકાસક્રમના સામાન્ય નિયમો અપવાદતુલ્ય જણાતા હતા, પણ વિશેષ અભ્યાસથી આપણે જાણીએ છીએ કે દરિયાનું તળીયું ધીમે ધીમે વૃદ્ધિ પામી આખરે હજારો વર્ષ પછી તે તળીઉં પર્વતોની હાર રૂપ બની જાય છે, આ બાબતમાં કાંઇ વિચિત્રતા નથી તેમજ જ્વાળામુખી પર્વતના એકાએક ફાટવામાં પણ કાંઇ અવ્યવસ્થા નથી. પ્રથમ બાબતને વ્યવસ્થિત ગણવામાં આવતી હતી, ત્યારે બીજી બાબતને અકસ્માતરૂપ માનવામાં આવતી હતી, પણ હવે આપણે જાણીએ છીએ કે સઘળી કુદરતી ક્રિયાઓ, ધીરી હોય કે ઉતાવળી હોય, અચાનક હોય કે પ્રથમથી ધારેલી હોય, છતાં તે સર્વે નિયમમાં આવી જાય છે અને તે વ્યવસ્થા પ્રમાણેજ બન્યા કરે છે.

આધ્યાત્મિક દુનિયામાં પણ આવીજ સ્થિતિ છે, આપણે કેટલીક વાર મનુષ્યનું આખું જીવન બદલાઇ જતું જણાય છે, બહારનો દેખાવ જોતા તેનું સમગ્ર ચારિત્ર બદલાઇ ગએલું જણાય છે, એક

કલાકમાં મનુષ્યના સકળ સ્વભાવમાં પરિવર્તન જોવામાં આવે છે. પણ અહીં પણ આપણે સમજતાં શીખ્યા છીએ કે નિયમ સર્વોપરી છે. આ બાબતમાં ઘણું એવું પણ હોય કે જે એકદમ આપણા કળ્યામાં ન પણ આવે, પણ તેમાં કાંઇ અવ્યવસ્થિતતા નથી. અને આપણને અનુભવ થતો જાય છે કે સ્થૂલ ભુવનની માફક અધ્યાત્મિક ભુવનમાં પણ એક પરમજીવન, અને તે અનેક આકારોદ્વારા પ્રકટ થાય છે. ઝાંખી અને અંધ જેવી બનેલી દૃષ્ટિને તે પરમજીવનના કાર્યો ગમે તેટલાં વિચિત્ર, ગમે તેટલાં આશ્ચર્યકારક અને ગમે તેવાં અણધાર્યા લાગે, છતાં તે બધાં કાર્યો અમુક નિયમ અને વ્યવસ્થા પ્રમાણે ચાલે છે.

માટે પ્રથમ આપણે નિયમનું સ્વરૂપ વિચારવા યોજીશું અને તેનો શો અર્થ છે તે વિચારીશું. નિયમનો શો અર્થ થાય છે, એ સમજાવ્યા પછી ધર્મ અથવા ધામીક વિચારની સહાય લીધા સિવાય નિઃશંકપણે હું સિદ્ધ કરવા માગું છું કે મનુષ્યના મગજદ્વારા અને જ્ઞાનતંતુઓદ્વારા જે ભાન કામ કરી રહ્યું છે તે કરતાં વિશાળ ભાન જગતમાં છે. તે ભાન જાગ્રત ભાન કરતાં ઘણું વિશાળ હોય છે. કર્તવ્યનો નિયમ બરાબર સમજવાથી, જીવનની દરેક ફરજ બરાબર રીતે અદા કરવાથી તે ભાન કેવી રીતે વધારે ખીલી શકે તે આપણે આગળ ઉપર વિચારીશું અને છેવટે આપણે વધારે ઉચ્ચ અને વધારે ઉત્કૃષ્ટ પ્રદેશમાં વિચારીશું કે જ્યાં બહારની ફરજને બદલે અંતરનો નીયમ કાર્ય કરે છે, જ્યાં દેવું વાળવારૂપ કર્તવ્ય બજાવવાને બદલે આત્મભોગમાં જીવન રેડવામા આવે છે, જ્યાં દરેક કામ ખુશીથી હર્ષપૂર્વક અને અર્પણબુદ્ધિથી કરવામા આવે છે. તે આત્મભોગમાં મનુષ્ય એમ પ્રશ્ન કરતો નથી કે, "મારે શું કરવું જોઇએ ? મારૂં શું કર્તવ્ય છે ?" પણ તે એટલા માટે કામ કરે છે કે ઇશ્વરી જીવન

પ્રણાલિકા તરીકે વાપરે, અને તેનો આંતર નિયમ પૂર્ણ હોવાથી તેને બાહ્ય દબાણની જરૂર પડે નહિ. તે યજ્ઞના—આત્મભોગના નિયમ પ્રમાણે ચાલીને આગળ વધે છે, આ યજ્ઞના નિયમ વિશ્વપર તેમજ મનુષ્યોનાં હૃદયોપર રાજ્ય ચલાવે છે, આ યજ્ઞ એ દિવ્ય યજ્ઞનું ઝાંખું પ્રતિબિંબ છે કે જે દિવ્ય યજ્ઞવડે ભુવનો રચવામાં આવ્યા હતા. જ્યાં મનુષ્યનું હૃદય યજ્ઞ મુર્તિ પ્રભુના ચરણકમળ આગળ ઝુકી પડે છે; ત્યાં આ યજ્ઞનું પ્રતિબિંબ અથવા ઝાંખું સ્વરૂપ જોવામાં આવે છે. તે પછી આ હૃદય દિવ્યજીવન પ્રવાહની પ્રણાલિકા બને છે, આ પ્રણાલિકા ગમે તેટલી નાની કે બીન મહત્ત્વની હોય તે જોવાનું નથી. તે હૃદય ઇશ્વરીજીવનની પ્રણાલિકા બને છે, અને આ પ્રણાલિકા તે હૃદયે આવેલા સ્વરૂપમાં આત્મભોગને લીધે ભરાઇ શકતી નથી પરંતુ જ્યારે ઇશ્વર મનુષ્યને પ્રણાલિકા તરીકે વાપરે છે ત્યારેજ તે ઇશ્વરી પ્રવાહને લીધે ભરાઇ જાય છે.

હવે આપણે ' નિયમ ' શબ્દનો શો અર્થ છે. તે સમજવા પ્રયત્ન કરીએ. નિયમનો અર્થ શો છે તે પ્રશ્નના સંબંધમાં લોકોનાં મનમાં ઘણી ગુંચવણો જોવામાં આવે છે. આથી અભ્યાસક ઘણા સંશયમાં અને ગોટાળામાં પડી જાય છે.

જ્યારે આપણે દેશના કાયદાઓ વિષે બોલીએ છીએ, ત્યારે તેનો અર્થ આપણે બરાબર સમજીએ છીએ. દેશના કાયદાઓ નિરંતર બદલાતાજ હોય છે; કાયદા બાંધનારી સત્તાના વિચારની સાથે તે કાયદાઓ બદલાય છે, પછી તે સત્તા આપખુદી રાજાના મુખનો શબ્દ હોય, અથવા કાયદા બાંધનારી સભાનો અવાજ હોય કે રાજાના નામથી તે કાયદો જાહેર કરવામાં આવ્યો હોય કે જે પ્રજામાં તે કાયદો ચાલવાનો હોય તે પ્રજાના નામથી કહેવામાં

આવ્યો હોય. કાયદો હંમેશાં રચવામાં આવે છે, ફરમાનો કાઢવામાં આવે છે, અને જે સત્તાથી કાયદો બાંધવામાં આવે છે, તે સત્તા તે કાયદો રદ પણ કરી શકે છે. દેશના કાયદાના સંબંધમાં આપણે ફક્ત આ એકજ બાબત ધ્યાનમાં રાખવાની નથી. દેશના કાયદાઓ આજ્ઞારૂપ હોય છે. "આમ કરો" "આમ કરતા ના." અને તે આજ્ઞા ન પાળવામાં આવે તો સજા કરવામાં આવે છે. જો તમે અમુક કાયદાનો ભંગ કરો તો તમને અમુક પ્રકારની સજા કરવામાં આવશે.

વળી જુદા જુદા દેશના કાયદાઓને લગતી શિક્ષાઓનો તેમજ એકનો એક કાયદો તોડવા માટેની શિક્ષાનો જો આપણે વિચાર કરીએ તો આપણને જણાય છે કે તે શિક્ષાઓ કાયદાઓની માફક આપખુદી અને બદલાતી હોય છે, જે કાર્યથી કાયદાનો ભંગ કરવામાં આવ્યો, તેના પરિણામરૂપ શિક્ષા હોતી નથી; પણ કાયદાના ભંગના સંબંધમાં મનસ્વીપણે શિક્ષા નક્કી કરવામાં આવી હોય છે. અને ગમે તે સમયે તેમાં ફેરફાર થઇ શકે છે.

દાખલા તરીકે એક મનુષ્ય ચોરી કરે છે. એક પ્રજા તે ગુનાહ માટે તે મનુષ્યને કેદમાં મોકલે છે. બીજી પ્રજા તેને ચાબકા મારી જતો કરે છે, ત્રીજી પ્રજા જે હાથે ચોરી કરે તે હાથ કાપવાની સજા ફરમાવે છે, અને ચોથી પ્રજા તે મનુષ્યને ફાંસીએ લટકાવવાની સજા કરે છે. આ દરેક બાબતમાં શિક્ષા અને ગુના વચ્ચે કાંઇ સંબંધ જણાતો નથી.

પણ જ્યારે આપણે કુદરતી નિયમો વિષે બોલીએ છીએ ત્યારે મનુષ્યકૃત કાયદાઓનાં જે લક્ષણો આપણે ઉપર વિચારી ગયા તેવાં કોઇ પણ લક્ષણ જોવામા આવતાં નથી કુદરતનો કાયદો એ કોઇ

પણ સત્તાએ જાહેર કરેલી આજ્ઞા નથી. તે આપણને જણાવે છે કે અમુક સંયોગો હોય તો અમુક પરીણામ જરૂર આવે, તેમાં કાંઇ આજ્ઞા નથી, પણ અમુક શરતો પ્રતિપાદન કરવામાં આવે છે, જ્યાં જ્યાં તે શરતો–તે સંયોગો માલમ પડે, ત્યાં ત્યાં અમુક બનાવ અવશ્ય બનવાનો, અમુક સ્થિતિ પછી અમુક સ્થિતિ આવવી જ જોઇએ, તેનું જ્ઞાન આપણને કુદરતી નિયમો આપે છે.

આ નિયમો અચળ હોય છે, ચોક્કસ હોય છે, અને તેમાં કોઈ પણ પ્રકારનો ફેર થઇ શકતો નથી; કારણ કે આ નિયમો તે ઇશ્વરી સ્વરૂપના પ્રકટ સ્વરૂપો છે, કે જેમાં ફેરફાર થઇ શકે નહી અને જેમાં જરા માત્ર વિકૃતિ સંભવી શકે નહી. કુદરતી નિયમ એ " આમ કરો, " અથવા " આમ કરતા ના " એવી આજ્ઞા કરતો નથી, તેતો એક નિશ્ચિત હકીકત છે કે " જો આવા પ્રકારની સ્થિતિ હશે તો આવું પરિણામ આવશે " જો તે સ્થિતિ બદલાય તો પરિણામ પણ અવશ્ય બદલાયા વિના રહે નહી.

કુદરતના નિયમમાં આપખુદી સજા હોતી નથી. કુદરત કોઇને શિક્ષા કરતી નથી, કુદરત અમુક સરતો પ્રતિપાદન કરે છે કે આ કામનું પરિણામ આવું આવશે; કુદરત તે સિવાય કાંઇ વિશેષ કરતી નથી. અમુક સ્થિતિ હોય તો અમુક પરિણામ આવવું જ જોઇએ. પરિણામ એ તો કાર્યની પાછળ આવતું ફળ છે. તેમાં કાંઇ આપખુદી શિક્ષા હોતી નથી.

પણ કુદરતી કાયદાઓ અને મનુષ્ય કૃત કાયદાઓ વચ્ચેનો ભેદ જરા વધારે વિચારીએ. મનુષ્યકૃત કાયદાનો ભંગ કરી શકાય. કુદરતી કાયદાનો કદાપિ ભંગ થઇ શકે નહી. કુદરત પોતાના કાયદાનો ભંગ જાણતી નથી, તમે મનુષ્યકૃત કાયદાને ભાંગી

શકો, પણ કુદરતના નિયમોને કદાપિ ભાંગી શકો નહી. તમે ગમે તે કહો પણ નિયમ તો તેનો તેજ રહે છે, તમે તે નિયમ વિરૂદ્ધ તમારી જાતના ચુરેચુરા કરી શકો, પણ નિયમ તો બદલાયા વિના એમનો એમ રહેશે, તમે તે કાયદા આગળ તમારો નાશ કરો, અ-થવા થરથરતા ઉભા રહો, પણ તે નિયમ તો ખડકની માફક અડગ રહે છે, જેથી સાથે મોજાંઓ અથડાઈને ભાગી પડે છે. તે મોજાંઓ તે ખડકને એક વાળ જેટલો પણ ડગાવી શકતાં નથી. તેઓ તે ખડ-કની તળેટી આગળ ભાંગી પડે છે, અને ફીણરૂપ બની જાય છે.

આ પ્રમાણે કુદરતી નિયમ છે. તેમાં અમુક શરતો પ્રતિપાદન કરવામાં આવી હોય છે, ને શરતોનું ચોકસ પરિણામ જણાવવામાં આવ્યું હોય છે, અને ભંગ ન થાય અથવા તૂટે નહી તેવા બના-વોનું કથન કરવામાં આવ્યું હોય છે આનું નામજ નિયમ, જ્યારે તમે હલકા જીવનની માફક ઉચ્ચ જીવનનો વિચાર કરો ત્યારે પણ ઉપરની બાબત તમારે ધ્યાનમાં રાખવી જોઇએ.

આ નિયમ જ્યારે બરાબર સમજવામાં આવે છે ત્યારે પૂર્ણ નિર્ભયતા, અનંતશકિત, અને અપરિમિત વિકાસની શકયતાનું તમને ભાન થવા લાગે છે. એક દીવસ અમુક થાય અને બીજે દીવસે તેથી જુદુંજ પરિણામ આવે. એવા આપખુદી તરંગોના રાજ્યમાં તમે રહેતા નથી. અમુક પરિણામ ચોક્કસ આવશે જ એવી દઢતાથી તમે કામ કરી શકો.

તમારી પોતાની કલ્પના પ્રમાણે નિયમમાં ફેરફાર થઇ શકે નહી. તમારી ક્ષણે ક્ષણે બદલાતી લાગણીઓથી શાશ્વત ઇચ્છામાં ફેરફાર થઇ શકે નહી, તમે પરિણામમાં પૂર્ણ શ્રદ્ધા રાખી કામ કરી શકો, કારણ કે તમે સત્ય ઉપર આધાર રાખો છો. તે સત્ય તત્ત્વજ વિશ્વમાં વ્યાપી રહેલો એક નિયમ છે.

પણ આ નિયમના રાજ્યમાં શાંતિથી અને નિર્ભયતાથી કામ કરવા માટે કાંઈક વિશેષ તત્ત્વની જરૂર પડે છે. તે તત્ત્વ તે જ્ઞાન છે.

જ્યાં સુધી આપણે નિયમો જાણતા ન હોઈએ ત્યાં સુધ તે નિયમો આપણને એક સ્થળેથી બીજે સ્થળે ફેંકી દે, આપણી યોજનાઓ તોડી નાંખે, આપણા પ્રયત્નો નિષ્ફળ બનાવે, આપણી આશાઓને નિરાશાના રૂપમાં ફેરવી નાંખે, આપણને ધૂળ ભેગા કરી નાંખે. આ નિયમો આપણી અજ્ઞાનાવસ્થામાં આપણી સ્થિતિ ઉપર જણાવ્યા પ્રમાણે કરે છે, પણ નિયમોનું જ્યારે આપણને જ્ઞાન મળે છે, ત્યારે તેજ નિયમો સેવકો, આપણા મદદગારો થઇ આપણને ઉંચે દોરનારા થઇ પડે છે. આ દેશમાં તેમજ બીજા દેશોમાં તે અંગ્રેજ વિજ્ઞાનશાસ્ત્રીઓના શબ્દો મેં કેટલી બધી વાર કહી બતાવ્યા છે કે "કુદરતને અનુકૂળ વર્તી આપણે કુદરત પર જય મેળવીએ છીએ" આ શબ્દો સુવર્ણ અક્ષરે કોતરાવા જોઇએ

નિયમને જાણો, તેને પાળો, તેને અનુકૂળ થઇ વર્તો, અને તે તમને પોતાના અનંત બળથી ઉંચે ચઢાવશે અને જે સાધ્યબિન્દુએ પહોંચવાની તમે સ્પૃહા રાખતા હતા, ત્યાં તે તમને લઇ જશે. જે નિયમ આપણી અજ્ઞાનદશામાં ભયંકર લાગે છે, તેજ નિયમ સમજવામાં આવતાં આપણો રક્ષક બને છે. ભૂતકાળના વર્ષોમાં વિજ્ઞાનશાસ્ત્રે આ અદ્‌ભુત સત્ય આપણને બહુ જ સારી રીતે સમજાવ્યું છે. તોફાની આકાશમાં તમે વીજળીના ચમકારા જુઓ છો. તે વીજળી નીચે આવે છે, તે મિનારા કે શિખર સાથે અફળાય છે, અને જુઓ! તે મિનારો કે શિખર તૂટી પડે છે તે વીજળીના નહિ દબાયેલા અને નહિ વશ કરવામાં આવેલા વેગથી તે નાશ પામી જાય છે. આ કેટલું ભયંકર, કેટલું ત્રાસજનક અને કેટલું ચકળ છે!

બીચારો મનુષ્ય આ આકાશના અગ્નિની કેવી રીતે સામો થઇ શકે ? પણ મનુષ્યો તેજ આકાશી અગ્નિ–વીજળીનો પોતાની સેવામાં ઉપયોગ કરતા શીખ્યા છે. જ્ઞાનબળથી તો વીજળીને સેવાના કાર્યમાં જોડવામાં આવી છે.

હવે તેજ વીજળીની શકિત મનુષ્યના સંદેશાઓ દરીઆ અને જમીનપર લઇ જાય છે, અને હજારો માઇલ દૂર ગયેલા પુત્રને તેના પિતા સાથે દિલસોજી અને પરસ્પરના વાર્તાલાપની પ્રેમાળ ગાંઠ વડે જોડી દે છે. જે વીજળી નાશ કરતી હતી તેજ વીજળી વિદ્યુતપ્રવાહ રૂપ બની ચિંતાતુર માબાપને આશા અને જીવન આપે છે, અને જમીન તથા દરીયાપર પ્રેમ અને શુભ ભાવનાના સંદેશાઓ લઇ જાય છે. જ્યારે આપણે કુદરતને અનુકૂળ થઇ કામ કરવા લાગીએ. ત્યારે કુદરત ઉપર આપણે જય મેળવીએ છીએ, અને તેની શકિતઓ આપણા નોકરો બને છે.

ઉપર તેમજ નીચે બધી શકિતઓના સંબંધમાં ઉપરની હકીકત ખરી છે. દૃશ્ય તેમજ અદૃશ્ય વિશ્વમાં આ જ નિયમ લાગુ પડે છે. જો તમારે ઉચ્ચ જીવન ગાળવું હોય તો તે જીવનના નિયમો તમારે જાણવા જોઇએ. તે નિયમોને જાણો એટલે તે નિયમો તમને તમારા સાધ્ય બિન્દુ તરફ લઇ જશે, તમે જો તે સંબંધી અજ્ઞાન રહો તો તમારા પ્રયત્નો નિષ્ફળ જશે અને તમારી મહેનત, જાણે તે લેવામાં આવીજ ન હોય તેમ, અફળ થશે.

હવે આપણે જેને વિશાળ ભાન કહીએ છીએ, તેનો વિચાર કરીશું. આજે હું તે બે દૃષ્ટિ બિન્દુથી તમારી સન્મુખ બોલવા માગું છું; પ્રથમ આપણે પુરના લોકો પરિચિત દૃષ્ટિ બિન્દુ તપાસીશું. તે ચૈતન્ય તો અંદરથી અભ્યાસ કરવાનું શીખવે છે. તે જણાવે

છે કે શરીરમાં રહેલું ચૈતન્ય એ ચૈતન્યનું હલકામાં હલકું રૂપ છે—તે ઉચ્ચ અને વિશાળ ચૈતન્યનો પરિમિત ભાગ છે. હું આજે કેવળ તેજ દૃષ્ટિ બિન્દુથી નહિ બોલતાં પશ્ચિમના લોકોનાં દૃષ્ટિ બિન્દુથી પણ બોલવા માગું છું. અને પશ્ચિમનું દૃષ્ટિ બિન્દુ જણાવવાનું કારણ એ છે કે પશ્ચિમનું વિજ્ઞાન અને પશ્ચિમના વિચારો આ દેશમાં ફેલાવા લાગ્યા છે. તેમના સંબંધમાં એટલી બધી દેખીતી નિશ્ચિંતતા છે, અને એટલો બધો મોહ છે કે જ્યાં પૂર્વની પરિચિત રીતે દર્શાવેલા સત્યની મનપર અસર ન થાય, ત્યાં કદાચ પશ્ચિમની રીતે દર્શાવેલી ભાવનાને સાંભળનારા મળી આવે. હું તમને એમ જણાવવા માગું છું કે જડવાદના વિચારમાં અને પશ્ચિમના જડવાદી વિજ્ઞાનમાં ઉછરેલા ઘણા વિદ્વાનો મગજના ભાન (ચૈતન્ય) કરતાં ઉંચા પ્રકારનું ચૈતન્ય છે, એમ કબુલ કરે છે. તેઓ સ્વીકારે છે કે શરીરની પેલી પારનું ચૈતન્ય છે, એ બાબતથી તેમને આશ્ચર્ય થાય છે, અને તેમને ગુંચવણ પણ પડે છે. તે સંબંધી તેઓ ચર્ચાઓ કરે છે, અને ભારે વાદવિવાદો થયા કરે છે, આ બાબતમાં વિજ્ઞાન શાસ્ત્રીઓ અનેક પ્રકારના પ્રયોગો કરે છે. તેઓ તે સમજવાને પ્રયત્ન કરે છે. અને તેઓ તેને નિયમના પ્રદેશમાં લાવવા પ્રયત્ન કરે છે. સ્થુલ ભુવનપર પ્રયોગો કરીને તેઓ તે પરિણામ લાવવાને સમર્થ થાય છે કે જે પરિણામ પૂર્વના દેશોમાં યોગ વડે અને ઉચ્ચ ચૈતન્યના વિકાસદ્વારા લાવવામાં આવે છે. આ ઉચ્ચ ચૈતન્ય વડે તેઓ ઉંચેથી સ્થુલ ભુવન પરની વસ્તુઓ જોઇ શકે છે. પૂર્વનું માનસ શાસ્ત્ર જીવાત્માના ઉચ્ચ સ્વભાવથી શરૂઆત કરે છે, અને વિવિધ ઉપાધિઓમાં તે આત્માને કામ કરતો જુએ છે, અને સ્થુલ ભુવનપર તેની શી અસર થાય છે તે અનુમાનો દ્વારા કહી બતાવે છે.

પાશ્ચિમાત્ય માનસ શાસ્ત્ર સ્થુલ ભુમિકાથી શરૂઆત કરે છે, પ્રથમ ઉપાધિનો અને પછી તે ઉપાધિમાં રહેલા ચૈતન્યનો અભ્યાસ કરે છે. તે પગલે પગલે આગળ વધે છે; છેવટે આ શારીરાદિક સ્થિતિઓને ઓળંગવાની તેને ફરજ પડે છે, ત્યારે પૂર્વના પ્રદેશોમાં ઘણા કાળથી જાણીતી એવી ચૈતન્ય સ્થિતિ અકુદરતી રીતે લાવવાને તેમના સશાસ્ત્ર પ્રયત્ન કરે છે, અને વસ્તુઓ સંગત અને બુદ્ધિગમ્ય થાય તે માટે અનિશ્ચિત રીતે જેમ આંધળો ફાંફાં મારે તેવી રીતે કોઇ સિદ્ધાંત શોધી કાઢવા મથે છે. આ લાંબો રસ્તો કાંઇક વિચિત્ર છે, અને તેમાં મોટા ફળની આશા રાખી શકાય તેમ નથી; પણ તે છતાં ઋષિઓના આધ્યાત્મિક દૃષ્ટિથી જે સાધ્ય બિન્દુ શોધવામાં આવ્યું હતું, તેના જેવા સાધ્ય બિન્દુ તરફ તે પાશ્ચિમાત્ય માનસ શાસ્ત્રના અભ્યાસીઓ ધીમે ધીમે આવતા જાય છે.

આ રીતે આજના ભાષણમાં વિચાર કરવા આપણે પ્રયત્ન કરીશું. જે માનસિક શક્તિઓ, લાગણીઓ વગેરે તમારા દરરોજના જીવનમાં જુઓ છો, તેમાં જેનો સમાવેશ થાય છે તેવા જગત્ ચૈતન્ય ભાન વિષે આપણે શોધીશું નહિ. પશ્ચિમના લોકો મગજ અને જ્ઞાનતંતુના રચના દ્વારા આ વિષયનો અભ્યાસ કરવા લાગ્યાં. પચીસ વર્ષ ઉપર એવો એક સમય હતો કે જ્યારે શરીર વિદ્યાના જ્ઞાન પર જે માનસશાસ્ત્ર ન રચાયું હોય તે પૂર્ણ ગણાતું ન હતું. તેની આજ્ઞા આ પ્રમાણે હતી "તમારે શરીરનો અને જ્ઞાનતંતુ રચનાનો તેના કાર્ય કરવાના નિયમોનો, અને તેની પ્રવૃત્તિઓનો અભ્યાસ કરવો જોઇએ. પશ્ચિમના વધારે આગળ વધેલા વિજ્ઞાનશાસ્ત્રીનો હવે આ મતને પુરેપુરો ટેકો આપતા તમારા જોવામાં આવે, એમ મારૂં માનવુ નથી. પણ તે છતાં તે શરીર વિદ્યાની

પદ્ધતિએ અભ્યાસ કરીને તેઓએ જાણવા જોગ શોધો કરી છે. મનુષ્યો જ્યારે પ્રમાણિકપણે કુદરતને પૂછે ત્યારે જરૂર તેઓ સત્ય પ્રાપ્ત કરી શકે.

પ્રથમ તેઓએ એ શોધી કાઢયું કે મનુષ્યનું ચૈતન્ય કેવળ જાગ્રત્ સ્થિતિમાંજ ગોંધાઈ રહેલું નથી, તેઓ સ્વપ્નનો અભ્યાસ કરવા લાગ્યા, જ્યારે શરીર ઉંઘમાં હોય ત્યારે ચૈતન્ય શું કામ કરે છે, તેનું તેઓ પ્રથક્કરણ કરી સમજવા લાગ્યા. ઘણી હકીકતો એકઠી કરીને તેઓએ તેને અમુક પદ્ધતિસર ગોઠવી, પણ તેઓને જણાયું કે તેઓની તપાસ સંતાષકારક ન હતી. કારણકે જે સ્થિતિઓનો તેઓ અભ્યાસ કરવા માગતા ન હતા, તે સ્થિતિઓને અટકાવાને તેઓ સમર્થ ન હતા. કેટલીકવાર શરીરના અમુક અંગની અવ્યવસ્થિત સ્થિતિને લઇને સ્વપ્ન આવતું હતું. કેટલીકવાર અપચાને લીધે અથવા હદ બ્હાર ભોજન કરવાથી તે સ્વપ્ન આવતું હતું. તેઓ આ કારણોં દૂર કરવા માગતા હતા. આખરે તેઓ એવા વિચાર પર આવ્યા કે મનુષ્યને ઉંઘમાં ને તંદ્રામાં નાખીને તેની સ્વપ્ન સ્થિતિના ચૈતન્યનો અભ્યાસ કરવો. આ તંદ્રા એ અમુક સ્થિતિવાળી સ્વપ્નદશાજ છે, આવી દશા ઇચ્છા પ્રમાણે લાવી શકાય, અને આવી દશા તે શરીરના અમુક અંગની અવ્યવસ્તિ દશાનું પરિણામ ન હતું.

આ ધોરણે તેઓએ 'હિપ્નોટીઝમ' ની બધી શોધ કરી છે; તેઓએ તેના તે પ્રયોગો વારંવાર કર્યા છે, અને આ બાબતને લગતાં પુસ્તકોમાં તમે તે સબંધી વિશેષ હકીકત જાણી શકશો.

આ ચારે બાજુએ ફેલાએલા અને વારંવાર કરવામાં આવેલા પ્રયોગોનું ચોકખું પરિણામ શું આવ્યું ? જે સ્થિતિમાં સામાન્ય વિ-

ચાર ક્રિયા અશક્ય હતી, કારણ કે મગજ સુસ્ત દશામાં હતું. અથવા લોહી મગજને બરાબર પહોંચી શકતું ન હતું, જે સ્થિતિમાં કેવળ વિચારનો અભાવજ પરિણામ રૂપ આવે તે સ્થિતિમાં તદ્દન નહી ધારેલું પરીણામ આવી પહોંચ્યું. તે સમયે માનસીંગ ગુણો કોઇપણ રીતે ઓછી શકિતવાળા જણાયા નહી. તેથી ઉલટું માનસિક શક્તિઓ જ્યારે મગજ તંદ્રાવસ્થામાં હતું ત્યારે વધારે તીવ્ર, વધારે સતેજ અને વધારે સૂક્ષ્મ થતી ગઇ. તેઓને આશ્ચર્ય સાથે જણાયું કે તંદ્રાવસ્થામાં મનુષ્યને ભુતકાળના વર્ષોનાં બનાવો, તેમજ લાંબા-કાળથી ભૂલવામાં આવેલા બાલ્યાવસ્થાના પ્રસંગો પણ સ્મરણમાં આવવા લાગ્યા, કેવળ સ્મરણશક્તિ તીવ્ર થઇ, એટલું જ નહીં પણ તેઓના વિચાર કરવાની, દલીલ કરવાની, અને નિર્ણય કરવાની શકિતઓ પણ વધારે પ્રબળ થતી જણાઇ. તે શકિતઓ તેઓ બહુ સ્હેલાઇથી વાપરવા લાગ્યા અને કામ કરવામાં વધારે અસર કરનારી તે શકિતઓ નીવડી. જે ઉંઘ જેવી સ્થિતિમાં ઇન્દ્રિયો પોતાનાં કામ કરતી બંધ પડી ગઇ હતી, તે સ્થિતિમાં સામાન્ય ઇન્દ્રિયો સિવાયની બીજી ઇન્દ્રિયો મારફતે ઇન્દ્રિયોના કામો કરવામાં આવતાં હતાં. જે આંખ જાગ્રત સ્થિતિમાં વીજળીના દીવાનો ઝબકારો સહન કરી શકે નહી તે આંખ જાગ્રત દશામાં માપી પણ ન શકાય તેટલે દુર સુધી જોઇ શકે છે, બંધ કરેલા પુસ્તકો વાંચી શકે છે, માંસના કોષ ચીરીને શરીરના અંદરના ભાગને જોઈ શકે છે. જાણે માંસ અને હાડપિંજરને લીધે જે રોગો છુપા હતા તે રોગો વર્ણવી શકે છે, કાનની બાબતમાં પણ આવીજ સ્થિતિ છે. સામાન્ય કાન નાજુક અને સૂક્ષ્મ આંદોલનો ગ્રહણ કરી શકે નહી, મનુષ્યનો કાન જાગ્રત અવસ્થામાં જેટલે દુરથી સાંભળી શકે તેનાથી ઘણે દૂર થતો અવાજ

તંદ્રાવસ્થામાં તે સાંભળી શકે છે, અને દુરથી પુછવામાં આવેલા પ્રશ્નોના જવાબ આપી શકે છે.

આ બધાં પરિણામો જોઇ મનુષ્યો વિચાર કરવાને અટક્યા, અને તેઓ પ્રશ્ન પુછવા લાગ્યા. "જે ચૈતન્ય આંખ વિના જોઇ શકે છે, જે કાન વિના સાંભળી શકે છે, જે વખતે સ્મરણ શક્તિની ઇન્દ્રિય સુસ્તદશામાં હોય છે, તે વખતે યાદ કરી શકે છે. અને જ્યારે વિચારનું યંત્ર આળસુ દશામાં હોય છે, ત્યારે વિચાર કરી શકે છે, કે એ ચૈતન્ય તે શું ? આ ચૈતન્ય અને તેનાં સાધનો ક્યાં ?"

ફક્ત તંદ્રાવસ્થામાંજ આ વિચિત્ર પરિણામો આવ્યા હતા. પણ એમ સાબીત કરવામાં આવ્યું કે જેમ તંદ્રાવસ્થા વધારે ઉંડી તેમ ઉંચ પ્રકારનું ચૈતન્ય પ્રકટ થતું હતું. આ બીજું પગથીયું હતુ. જે તંદ્રાવસ્થા બહુ ઉંડી નથી, તેમાં શક્તિઓ થોડી વિશેષ પ્રકટ થતી માલમ પડે છે. જેમ તંદ્રાવસ્થા વધારે ઉંડા તેમ ચૈતન્ય વધારે તેજથ ચળકવા માંડે છે. ઘણી હકીકતો એકઠી કરી એવુ સાબીત કરવામાં આવ્યું કે મનુષ્યને એક ચૈતન્ય ન હતું, પણ તેઓની જુદાં કાર્ય કરવાની રીત જોતા ઘણાં ચૈતન્ય હતા. તેઓએ એક અજ્ઞાન ખેડુતની સ્રીપર પ્રયોગ કર્યો. તે સ્રી તેની સામાન્ય સ્થિતિમાં સુરત મુર્ખ, અને આળસુ હતી, તેઓએ તેને તંદ્રાવસ્થામાં મુકી, અને તે અવસ્થામાં વધારે હુશીઆર દેખાવા લાગી; અને અજાયબ જેવુ તો એ હતું કે જાગ્રત અવસ્થાના પોતાના ચૈતન્યના સંબંધમાં તે નિરસ્કાર દૃષ્ટિથી જોવા લાગી, તેના કાર્યની ટીકા કરવા લાગી, તેની મર્યાદાઓથી નિંદા કરવા લાગી અને તે ચૈતન્યના સંબંધમાં બોલતાં સખ્ત શબ્દો બોલી કહેવા લાગી કે " તે પશુ. " હજી વધારે ઉંડી તંદ્રાવસ્થામાં—વધારે ઉંડી નિદ્રામાં—તેને નાખવામાં આવી, અને તે

ઉંડી તદ્રાવસ્થામાં વધારે વિશાળ ચૈતન્ય પ્રકટ થયું. તે ચૈતન્ય ગંભીર, મહત્ત્વવાળું, અને વિચારશીલ હતું, તે બાકીના બે ચૈતન્ય તરફ તિરસ્કારથી જોવા લાગ્યું, અને સંપ્રદાયથી, ભેદ ભાવથી, અને મત્સરથી તેમની ટીકા કરવા લાગ્યું. તેમના કાર્યોની ઝાટકણી કાઢવા લાગ્યું. આ પ્રમાણે તે ખેડુતની સ્ત્રીમાં ત્રણ પ્રકારનાં ચૈતન્ય જોવામાં આવ્યાં, અને જે પ્રમાણમાં વિશેષ ઉંડી તંદ્રા, તે પ્રમાણમાં ચૈતન્ય વિશેષ ઉચ્ચરૂપમાં પ્રકટ થતું હતું.

વળી આ બાબતમાં એક બીજી પણ વિચિત્ર બીના ધ્યાન ખેંચે તેવી હતી. તે ખેડુતની સ્ત્રીને તેની જાગ્રત અવસ્થામાં બીજા અને ત્રીજા પ્રકારના ચૈતન્ય સંબંધી બીલકુલ ખબર ન હતી. તેને વાસ્તે તે હયાત ન હતા. બીજું ચૈતન્ય નીચેના ચૈતન્યને જાણતું હતું પણ પોતાની ઉપરના ચૈતન્યને જાણતું ન હતું. ત્રીજું ચૈતન્ય આ બન્ને ચૈતન્ય ઉપર તિરસ્કારથી જોતું હતું. પણ પોતાના કરતાં ઉંચા ચૈતન્ય વિશે તેને જરા પણ જ્ઞાન ન હતું. આ ઉપરથી એક નવો વિચાર એ આવ્યો કે જાગ્રત અવસ્થા કરતાં વિશેષ શક્તિઓ ચૈતન્ય તદ્રાવસ્થામાં પ્રકટ કરી શકે. એટલું જ નહિ પણ પરિમિત ચૈતન્ય સંબધી કાંઇપણ જાણી શકે નહિ, ઉચ્ચ ચૈતન્ય નીચેના ચૈતન્યને જાણતું હતુ, પણ નીચલું ચૈતન્ય ઉચ્ચ ચૈતન્યને જાણતું ન હતું. નીચલા ચૈતન્યના અજ્ઞાનપરથી એમ સાબીત ઠરતું નથી કે ઉચ્ચ ચૈતન્ય છેજ નહિ. નીચલા ચૈતન્યની મર્યાદાઓ ઉચ્ચસ્થિતિના વિરૂદ્ધ દલીલો તરીકે વાપરી શકાય નહિ; કારણકે મર્યાદાઓને લાવે તે ઉચ્ચ ચૈતન્યને સમજી શકે નહિ. પશ્ચિમના વિજ્ઞાનશાસ્ત્ર અને તેની શોધખોળોનાં આ કેટલાક પરિણામો છે.

હવે આપણે એક બીજી દ્રષ્ટિથી આ બાબતનો અભ્યાસ કરીએ.

જડવાદી વિચારના મનુષ્યો મગજના બંધારણોનો અભ્યાસ કરીને, જે મગજમાં અસ્વભાવિક ચૈતન્ય પ્રકટ થયું હતું, તે મગજ કેવી જાતનું હોવું જોઈએ તે વિષે અમુક અનુમાનપર આવ્યા હતા. આમાં તેઓએ કૃત્રિમ સાધનો વડે આણેલી તંદ્રાવસ્થાનો વિચાર કર્યો ન હતો. ઇટાલીનો વિદ્વાન વિજ્ઞાનશાસ્ત્રી લોમ્બ્રોઝો તેવા વર્ગના વિચારકોનો નેતા ગણી શકાય, તે જણાવે છે કે વિશેષ જ્ઞાનીનું મગજ અસ્વભાવિક અને રોગી છે 'Genius is allied to madness.' વિશેષ જ્ઞાની અને ગાંડપણને મળતાપણું છે. જ્યાં અસાધારણ શક્તિઓ જોવામાં આવે ત્યાં મગજની રોગમય સ્થિતિ સમજવી એ રોગનું છેવટનું પરીણામ ગાંડપણ છે.

આવો વિચાર લોમ્બ્રોઝોના સમય પહેલાં પણ જગત્‌માં પ્રચલિત હોવો જોઈએ, કારણ કે આપણે શેકસ્પીઅરની લીંટીથી પરિચિત છીએ કેઃ—

"કુશાગ્ર બુદ્ધિ અને ગાંડપણને મળતાપણું છે."

લોમ્બ્રોઝોના જેવા વિચારકો આ વિચારને હદબ્હાર ખેંચી ગયા ન હોત તો આ ઉપરના કથનથી કાંઇ ખુબ નુકશાન થયું ન હોત, પણ તેઓએ તેને એવી રીતે વાપર્યું કે સઘળા ધાર્મિક અનુભવો સામે તે તીવ્ર ધારવાળું હથીઆર બન્યું, આ વર્ગના વિચારકો, શરીર વિદ્યાની હકીકતો પરથી પોતાનાં અનુમાનો દોરીને એમ કહેવા લાગ્યા કે સામાન્ય મગજને જેની અસર પણ ન થાય, તેવાં ઉત્તેજક કારણોથી મગજ અસ્વાભાવિક બને છે. તે વિચાર જેમ ધીમે ધીમે ફેલાતો ગયો, તેમ તેઓએ બીજું પગલું ભર્યું અને કહેવા લાગ્યા કે "સઘળા ધાર્મિક અનુભવોનો આ ખુલાસો છે. દરેક સમયે મનુષ્યોને અદ્‌ભુત દર્શનો થાય છે, અને દરેક સમયમાં ગુરૂજ્ઞાનીઓ

અને અતીંદ્રિય વસ્તુઓના દૃષ્ટિઓ મળી આવે છે. દરેક ધર્મમાં અસ્વાભાવિક બનાવો અદ્ભૂત દર્શનોનાં વર્ણનો તંદુરસ્ત વ્યવસ્થિત અને વિચારશીલ મનને સ્વાભાવિક રીતે અદૃશ્ય એવી વસ્તુઓના પુરાવા મળી આવે છે જે મનુષ્ય આવા અદ્ભુત દેખાવો જુએ છે. તેનું મગજ રોગી હોય છે, તેના મગજને ભ્રમ થયો હોય છે. તે સંત હોય કે જ્ઞાની હોય છતાં તે રોગી છે, સંતો અને સાધુઓના સર્વ અનુભવો, અદૃશ્ય દુનિયામાં બનતાં બનાવો સંબંધમાં તેમના પુરાવાઓ—આ સર્વ જે મગજ પર હદબહાર બોજો પડયો હોય અને જે રોગી હોય તેવા મગજમાં કાર્ય કરતી અવ્યવસ્થિત બુદ્ધિની કલ્પનાઓ છે. ”

ધર્મિષ્ટ મનુષ્યો વિજ્ઞાનશાસ્ત્રીઓની આવી શોધથી ચમકયા, પણ તેનો કેમ જવાબ આપવો તે તેમને સૂઝયું નહી. ધર્મના બધા અનુભવો એ મગજનો ઉન્માદ છે સંતોમાં ગાંડા કરતાં કાંઇ વિશેષ નથી, તેઓ રોગમય જ્ઞાનતંતુ રચનાના ભોગ થઇ પડેલા છે. વળી જ્ઞાનતંતુ સંબંધી અજાણ્યા દુઃખોથી દુઃખી હોય છે. ધર્મ ઉપર આવેલા આ કલંકથી તેઓની અક્કલ બહેર મારી ગઇ, પણ તેઓને તેનો જવાબ આપતાં આવડયું નહી. આ વિચાર મનુષ્યજાતિની આશાના મુળનો ઉચ્છેદક જણાયો. અદૃશ્ય દુનિયાની સત્યતાના વિશ્વમાં ફેલાયેલા પુરાવાના એકજ કારી ઘાથી નાશ કરનાર આ વિચાર જણાયો

આ તેમના હિમ્મતભર્યા કથનનો એક જવાબ તો સહેલાઇથી આપી શકાય. કેવા સંયોગોમાં તે જવાબ આપી શકાય તે સમજાવવા પૂર્વે હુ તે જવાબને અને તેવા વિશાળ સ્વરૂપમાં સંમુખ રજુ કરીશ.

ધારો કે તેમનું કથન પુરેપુરૂં સાચું હોય, ધારો કે ધર્મ વિજ્ઞાન અને સાહિત્યના મનુષ્યજાતિના અસાધારણ બુદ્ધિવાળા પુરુષો એકે એક પુરૂષ—ગાંડા હતા, તેમનાં મગજ રોગી હતા—તેથી શું થયું ?

મનુષ્ય દુનિયાને જે કાંઇ આપે છે, તેની કીંમત કરતી વખતે તેના મગજની સ્થિતિપરથી આપણે વિચાર કરતા નથી, પણ મનુષ્યોના હૃદયો, અંતઃકરણો અને કાર્યો ઉપર તેની શી અસર થાય છે, તે ઉપરથી આપણે તેની કીંમત આંકીએ છીએ

જો દરેક અસાધારણ બુદ્ધિવાળો માંડાનો જોડકો ભાઇ હોય, દરેક સંતનું મગજ રોગી હોય જો પરમાત્માનું સંતોનું અને દેવોનું દર્શન 'કાંઇક વસ્તુ' સાથે સંસર્ગમાં આવનાર રોગી મગજ દ્વારા આવતું હોય—" તોપણ શું થયું " ?

તેમણે આપેલા જ્ઞાનની કિંમતથી આપણે તે જ્ઞાનનું મહત્વ આંકીએ છીએ, જ્યારે મનુષ્યનું આખું જીવન કોઇ સંતના સંબંધમાં આવતાં બદલાઇ જાય છે, ત્યારે તે સંતનુ મગજ અવ્યવસ્થિત સ્થિતિમાં હતું એમ કહીને આપણે શું આ ફેરફાર સમજાવવાને પ્રયત્ન કરીએ છીએ. ? જો એમ હોય તો સામાન્ય મજુરના તંદુરસ્ત મગજ કરતાં તે સંતનો રોગ વધારે ઇષ્ટ છે. સાધારણ બુદ્ધિવાળાનું હૃદબહાર બોજો પડેલું મગજ રસ્તામાં ચાલનાર સામાન્ય મનુષ્યના સાધારણ મગજ કરતાં મનુષ્ય જાતીને વધારે કીંમતી છે. મારો પ્રશ્ન એ છે આવા અસાધારણ બુદ્ધિશાળી પુરુષોએ આપણને શું આપ્યું ? અને મને જણાય છે કે દરેક ઉચ્ચ સત્ય મનુષ્યોને પુરૂષાર્થ કરવા પ્રોત્સાહન આપે છે, અને જે ઇશ્વર તરફથી મનુષ્યને મળેલું છે, જે સત્ય આપણને દુઃખમાં દિલાસો આપે છે, જે મરણના

ભયથી આપણને મુક્ત કરે છે, જે આપણને આપણા અમરપણાનો ખ્યાલ આપે છે, તે સત્ય આવા 'ગાંડા' મનુષ્યોની પાસેથી મળેલું છે. તમે તમારી શરીર વિદ્યામાં એને શું નામ આપો છો તેની મને શી પરવા આપો છો? મનુષ્યજાતિને જે સત્યો વડે જીવે છે, તે સત્ય જેમણે મનુષ્યજાતિને આપ્યાં, તેમની હું તો ઉપાસના કરૂં છું.

હવે મારો બીજો જવાબ આ પ્રમાણે છે. લોમ્બ્રોઝોના વર્ગના વિચારકોના કથનમાં રહેલા સત્યને વાસ્તે શો પુરાવો છે, તે આપણે વિચારીશું. મગજની શારીરિક સ્થિતિના સંબંધમાં મારે કબુલ કરવું જોઇએ કે લોમ્બ્રોઝો કેટલેક અંશે ખરો છે, અને એમ હોવુંજ જોઇએ, એ સ્વાભાવિક અત્યાર સુધીના માનુષીક વિકાસના પરિણામરૂપે મનુષ્યનું સ્વાભાવિક મગજ દુનીયાની સામાન્ય બાબતો· જેવી કે ખરીદવુ અને વેચવું, છેતરવું, બીજાને ફસાવવા, નિબળો પર જય મેળવો, અને અશક્તને કચરી નાખવો, આવી બાબતો–સંબંધી વિચાર કરવાને લાયક છે. મનુષ્યના સ્વાભાવિક મગજને જીવનની હાડમારીઓ અને દુનિયાની ધમાલો સાથે કામ કરવાનું છે. જીવનના સામાન્ય પ્રશ્નનો તેને નીકાલ કરવાનો હોય છે. અશુદ્ધ ખોરાકથી જેને પોષણ મળ્યું છે, જે વિકારોનું ગુલામ છે, અને સ્વાર્થ અને ઘાતકીપણાનું દોસ્ત છે, આવા મગજદ્વારા ઉચ્ચ ચૈતન્યને પ્રકટ થવાની તમે આશા રાખી શકો નહિ, આવા મગજમાં ઉચ્ચ ચૈતન્ય આધ્યાત્મિક આવેગોની કેવી રીતે અસર થઇ શકે? અથવા ઉચ્ચ ભુવનોનાં વધારે સૂક્ષ્મ આંદોલનો ગ્રહણ કરવાને તે મગજ કેવી રીતે લાયક બને? હાલનું મગજ એ ભુતકાળના વિકાસનું પરિણામ છે, અને તે ભુતકાળનું સુચન કરે છે.

પણ જે મગજ સુક્ષ્મ આંદોલન ગ્રહણ કરી શકે છે તે

મગજ વિષે શું કહો છો ? આવાં મગજો એ ભવિષ્યમાં કેવા મગજો થશે, તેના માર્ગદર્શક છે. તે ભુતકાળના વિકાસને સુચવતા નથી, પણ ભવિષ્યમાં મગજ કેવું થશે તે તે સુચવે છે. જેઓ વિકાસક્રમને મોખરે છે, અને જેઓનો સૂક્ષ્મ સ્વભાવ ખીલેલો છે, તેઓના મગજો, જેમના મગજો દુનિયાનાં અધમ આંદોલનો ગ્રહણ કરવાને ટેવાયેલાં છે, તેવાં બીજા સામાન્ય મનુષ્યોના મગજ કરતાં બહુ સહેલાઇથી અવ્યવસ્થિત થવાનો સંભવ રહે છે; અને તેઓના મગજો સૂક્ષ્મ આંદોલનો ગ્રહણ કરી શકે છે, એ બાબતથી જ સિદ્ધ થાય થાય છે કે તેઓ નીચલાં ભુવનોનાં આંદોલનો ગ્રહણ કરવાને અશક્ત બને છે.

આપણે બે તદ્દન ભિન્ન સ્થિતિઓનો વિચાર કરવાનો છે. પ્રથમ ઘણુંજ વિકાસ પામેલું મગજ સાધારણ રીતે લાગણીવાળું હોય છે, અને સૂક્ષ્મ આંદોલનો ગ્રહણ કરી શકે તેવી સ્થિતિમાં હોય છે. તેની સમતોલવૃત્તિ બહુ જ નાજુક હોય છે. આવું મગજ આધ્યાત્મિક, કળાવિષયક અથવા સાહિત્યવિષય અસાધારણ બુદ્ધિશાળીઓનું હોય છે. બીજું સામાન્ય મગજ હોય છે. તે તીવ્ર લાગણીઓના બોજા નીચે દબાયેલું હોય છે, અને તેથી અસ્વાભાવિક રીતે લાગણીવાળું અને ક્ષુબ્ધ બની ગયું હોય છે, અને તેના કેન્દ્રપરથી ચલિત થએલું હોય છે. સામાન્ય ધાર્મિક, ગુપ્તજ્ઞાની અથવા દૃષ્ટાનું મગજ આવું હોય છે.

પ્રથમ પ્રકારનું મગજ સાધારણ રીતે તંદુરસ્ત અને વ્યવસ્થિત હોય છે. પણ સામાન્ય-પશુ જેવા-જીવનની માગણીઓ પુરી પાડવાને તે લાયક હોતું નથી, અને સામાન્ય જીવન વ્યવહાર તરફ તે બેદરકાર હોય છે. સૂક્ષ્મ આંદોલનોથી તે સહેલાઇથી ક્ષુબ્ધ

બની જાય છે અને તેથી તે આપણને ચીડીયું અને અધીરૂં લાગે છે. ઓછા વિકાસ પામેલા મનુષ્યના પોતાની મેળે સ્થિતિસ્થાપકના પ્રાપ્ત કરનારા મગજ કરતાં બહુજ નાજુક જ્ઞાનતંતુઓવાળા મગજના સંચાનું સમતોલ સહેલાઇથી ખસી જવાનો સંભવ છે. આગળ જતાં વિકાસક્રમમાં આવાં મગજો સ્થિર અને સ્થિતિસ્થાપકતાવાળાં થશે, પણ હાલમાં તો તેઓનું સમતોલ જલ્દીથી ખસી જાય છે.

બીજા પ્રકારનું મગજ જે સામાન્ય રીતે સૂક્ષ્મ આંદોલનો ગ્રહણ કરવાને અયોગ્ય હોય છે, મગજ તેના સંચાને નુકસાન કરના- અને તેને અવ્યવસ્થિત બનાવનાર દબાણથી તૂટી જાય તેવી સ્થિતિમાં લાવી શકાય. પ્રબળ લાગણી, ઉચ્ચજીવન પ્રાપ્ત કરવાની તીવ્ર અભિલાષા, લાંબા સમયના ઉપવાસ અને પ્રાર્થના, જેથી જ્ઞાનતંતુઓ ઉપર ભારે બોજો પડે તેવું કંઇક—આ સર્વથી મગજ સૂક્ષ્મ ભુવનનાં આંદોલનો ગ્રહણ કરવાને અનુકુળ સ્થિતિમાં આવશે. તે વખતે અદ્‌ભુત દશ્યો નજરે પડશે અને અલૌકિક બનાવો બનતા જણાશે. સ્થુલાતીત ચૈતન્યને તેનાં આંદોલનો ગ્રહણ કરી શકે અને તેનો જવાબ આપી શકે તેવું સાધન થોડા સમય સુધી મળે છે, રોગગ્રસ્ત મગજ તે અદ્‌ભુત દર્શન ઉત્પન્ન કરતું નથી. કારણ કે તે દર્શન તો સ્થુલાતીત ભુવનને (સ્થુલ ભુવનને) લગતું હોય છે. પણ તે રોગગ્રસ્ત મગજ એવી સ્થિતિ પુરી પાડે છે કે જે દ્વારા ઉચ્ચ વસ્તુઓનું દર્શન આ સ્થુલ મગજ પર પોતાની છાપ પાડે છે.

હીસ્ટરીઆ અને બીજા જ્ઞાનતંતુના રોગોના સંબંધમાં ઘણીવાર આવાં સૂક્ષ્મવસ્તુઓનાં દર્શનના બનાવો મળી આવે છે.

ખરીવાત છે કે જ્યાં વિકાસક્રમ બરાબર સમજવામાં આવ્યા હોય છે, અને જ્ઞાનપુર્વક દોરવામાં આવ્યો હોય છે, ત્યાં આવા

ઉચ્ચ અનુભવો વાસ્તે રોગ હોવો એ જરૂરીઆત શરત છે, એમ નથી. પણ આ બાબત સ્વભાવિક છે કે આવાં પુરુષો અને સ્ત્રીઓ આત્મનિરીક્ષણ અને આત્મ પ્રથક્કરણની ટેવ હોતી નથી, અને ચૈતન્યના નિયમો કેવી રીતે કામ કરે છે, તેનું જેમને જ્ઞાન નથી, વળી જેઓ જગતના સામાન્ય જીવન વ્યવહારમાં પડ્યા હોય છે- તેઓ તેમના જાતિ બંધુઓ કરતાં સ્થુલભુવનપર ઓછા વિવેકવાળા માલમ પડે છે. તેઓ આ જગતની વસ્તુઓ વાસ્તે બહુ ઓછી દરકારવાળા હોય છે, કારણ કે તેઓ ઉચ્ચ જીવનનાં વસ્તુઓ વાસ્તે બહુ દરકાર કરતા હોય છે.

ઉપર આપણે ભય શા માટે છે, તેનાં કારણો આપણે થોડીવાર વિચારીએ. તેનું કારણ સાફ છે જો વાજીંત્રની દોરી ઢીલી હોય તો તેમાંથી બીલકુલ સુર નીકળે નહિ. તે દોરીને ખેંચો અને તે ખેંચેલી દોરીમાંથી બહુજ પ્રબળ સુર નીકળશે. જ્યારે તે દોરીને ખેંચવામાં આવી હશે, ત્યારે જ તેમાંથી સંગીતમય સુર નીકળશે. પણ તેજ પળે તે દોરી તુટવાનો ભય ઉભો થાય છે. તેવી જરીત મગજના સંબંધમાં છે. જ્યાં સુધી તે મગજ સુસ્ત દશામાં હોય છે, ત્યાંસુધી સ્થુલ ભુવનના ધીમાં આંદોલનો તે ગ્રહણ કરી શકે છે. સ્વર્ગીયસંગીતનો કોઇપણ સુર તે મગજ દ્વારા પ્રકટ થઇ શકે નહિ. કારણકે તેના જ્ઞાનતંતુઓ પ્રબળ લાગણીઓથી અથવા તો કોઇ પ્રકારના દબાણથી ખેંચાય છે. ત્યારે સામાન્ય મગજ તે ઉચ્ચ આંદોલનો ઝીલી શકે છે. તેટલા માટે જે દબાણથી જ્ઞાનતંતુઓ ઉશ્કેરાઇ જાય છે, તેથી હીસ્ટીરીયા થઇ જાય છે. તેથી મગજના જ્ઞાનતંતુઓની એવી સ્થિતિ થાય છે કે જે વડે સ્થૂલ ભુવનના કરતાં વધારે ઝડપી અને વધારે સૂક્ષ્મ આંદોલનો

તે ઝીલી શકે છે. ઉચ્ચ જીવન અને ઉચ્ચ ચૈતન્ય પ્રકટ થાય તે માટે જ્ઞાનતંતુઓનું ખેંચાણ એ જરૂરની શરત છે. જ્યારે તમે આ બાબત બરાબર રીતે સમજશો, ત્યારે સઘળાં ધાર્મિક અનુભવો પરના લોગ્રોઝોની વિચારશાળાનો હલ્લો દમ વિનાનો અને નિઃસત્વ બની જાય છે, રોગ અથવા મગજની અવ્યવસ્થિત સ્થિતિ એ સ્વાભાવિક છે, કારણ કે વિકાસક્રમની સામાન્ય સ્થિતિનાં શરીરો જે ઉચ્ચ આંદોલનો ગ્રહણ કરવાને અયોગ્ય હોય છે, તે શરીરોને સારા પરમાણુઓવાળાં બનાવવાનાં છે, અને તે ઉચ્ચ આંદોલનો ઝીલી શકે, માટે તેમને વધારે ખેંચવા જોઇએ, વિકાસક્રમની આપણી હાલની સ્થિતિમાં આપણે અશુદ્ધ પરિસ્થિતિ, અશુદ્ધ વાતાવરણ, દરેક પ્રકારની સંક્ષોભ પમાડનારી અસરોથી ઘેરાયેલા છીએ, તો પછી આપણું નાલાયક મગજ ઉચ્ચ આંદોલનો ગ્રહણ કરવાને પોતાની જાતે ખૂબ પ્રયત્ન કરવા જતાં હલકા આંદોલનોથી અવ્યવસ્થિત થઇ જાય અને પૃથ્વીના વિષમસૂરોથી બેસરૂં બની જાય તો તેમાં કાંઇ આશ્ચર્ય પામવા જેવું નથી.

પૂર્વના દેશો તરફ નજર કરો. ત્યાં કેવી રીતે આ ભય સમજવામાં આવ્યો હતો, તેના સામે રક્ષણ કરવામાં આવ્યું હતું, અને તે ભયને દુર કરવામાં આવ્યો હતો, તે જુઓ. પૂર્વના માનસશાસ્ત્ર પ્રમાણે આત્મા પોતાની આસપાસ જુદાં જુદાં શરીરો—જુદી જુદી ઉપાધિઓ એકઠી કરે છે, તે આત્મા પોતાનાં શરીરો રચે છે. તે પોતાનું માનસિક શરીર રચે છે, વિચાર શક્તિવડે તે બાહ્યદુનિયાના સંબંધમાં આવી શકે. તે પોતાનું વાસના શરીર રચે છે, કે પોતાની લાગણીની શકિત બાહ્યદુનિયામાં પ્રકટ થઇ શકે. તે સ્થૂલ શરીર રચે છે કે પોતાની ક્રિયાશકિતવડે તે બાહ્ય દુનિયામાં કામ કરી. શકે,

પૂર્વના માનસશાસ્ત્રમાં આપણે પ્રથમ ચૈતન્યનો વિચાર કરીએ છીએ કે જે ચૈતન્ય તેની જરૂરીઆત પ્રમાણે શરીરો રચે છે.

હવે ઉચ્ચ ચૈતન્યની જરૂરીયાત પ્રમાણે શરીરો કેવી રીતે રચાશે? તે શરીરોને તે માટે ધીમે ધીમે શુદ્ધ બનાવવાં, અને ઉચ્ચ ચૈતન્યના સમયમાં લાવવાં અને તેટલા માટે ધ્યાનને એક સાધન તરીકે ગણવામાં આવ્યું છે, પણ જો મનુષ્યની ઇચ્છા ઝડપથી ઉન્નતિ કરવાની હોય તો તેણે જંગલમાં જવું અને થોડા વખત સુધી આ સ્થૂલ દુનિયાથી તદ્દન અલગ રહેવું. એ માર્ગ સહેલો ગણવામાં આવતો. આ પ્રમાણે બાહ્યદુનિયાથી તદ્દન અલગ રહેવું, એ માર્ગ સહેલો ગણવામાં આવતો. આ પ્રમાણે બાહ્યદુનિયાના હલકા વાતાવરણથી તે બચી જતો, અને હલકા આંદોલનો તેને અસર ન કરી શકે તેવી સ્થિતિમાં તે પોતાને મુકતો હતો, માટે સખ્ત અને હલકા આંદોલનોથી તેના મનની સમતોલવૃત્તિ ખોવાનો ઓછો સંભવ હતો. જંગલોમાં અને વનોમાં આવા મનુષ્યો ધ્યાન કરતા હતા. મનની એકાગ્રતાથી, હલકી વાસનાઓ ઉપર ધીમે ધીમે કાબુ મેળવીને, અને ઉચ્ચ તત્ત્વોપર તેને સ્થિર કરીને તેઓ પોતાના મગજને સંસ્કારવાળું અને ઉચ્ચ આંદોલનો ઝીલી શકે તેવું બનાવતા હતા. ચૈતન્ય ઉચ્ચ ભૂમિકામાંથી આ સ્થૂલ મગજપર એકાગ્ર ધ્યાનવડે અસર કરતું હતું. અને તે મગજને વધારે તીવ્ર અને ઉચ્ચ આંદોલનો નિર્ભય રીતે ઝીલી શકે તેવા સૂરવાળું બનાવતું હતું, અને તે નીચલા ચૈતન્યને એટલે સુધી ઉંચે ખેંચતું કે બાહ્યદુનિયાના સક્ષોભ પમાડે તેવા આંદોલનોની તેને બીલકુલ અસર થાય નહી. 'હિપ્નોટીઝમ' વડે કૃત્રિમ સાધનોથી બાહ્ય આંદોલનો તરફ તેના મગજનાં દ્વાર જેવી રીતે બંધ થઇ જતાં હતાં, તેવીજ સ્થિતિ ઇંદ્રિયોથી ચૈતન્યને અંતર્મૂળ કરવાથી યોગવડે મળી શકે છે.

ઇંદ્રિયોનાં દ્વાર બંધ કર્યા પછી બીજું પગથિયું મનની શક્તિઓને શાંત કરવાનું-મનને સ્થિર બનાવવાનું છે કે જેથી તેમાં અનેક પ્રકારના આંદોલનો પ્રકટે નહી, અને તે નિષ્ક્રિય થાય અને ઉંચેથી આવતાં આંદોલનો જ ઝીલી શકે. જ્યારે મન આ પ્રમાણે શાંત અને સ્થિર થતું, જ્યારે તેની સ્થિરતામાં શાંત સરોવરની માફક કોઇ પણ પ્રકારની વાસનાથી ક્ષોભ થતો ન હતો, ત્યારે તે મનની શાંત સ્થિતિમાં આત્માનું પ્રતિબિંબ પડતું હતું. મનની શાંતિમાં અને ઇન્દ્રિયોની નિશ્ચળ સ્થિતિમાં તે મનુષ્ય આત્માની ભવ્યતા અને મહત્તા જોઇ શકતો, પૂર્વના દેશનો આ માર્ગ છે.

આ દૃષ્ટિબિન્દુથી આપણે સમજવાનું છે કે મગજની સ્થિતિમાં ફેરફાર કરવાનો છે, તેને સુધારવાનું છે, તેને શુદ્ધ પરમાણુવાળું બનાવવાનું છે. અને ઉચ્ચ ચૈતન્યના પ્રકટીકરણ માટે સાંકળની વચલી કડીઓ બનાવવાની અને રચવાની છે. આ આત્મસંયમ અથવા યોગના માર્ગે અનુસરતાં મગજના વિકાસવાસ્તે શી શરતોની જરૂર છે ? પ્રથમ શરીરની શુદ્ધિ, બીજું પગથીયું શરીરને સૂક્ષ્મ આંદોલન ગ્રહણ કરી શકે તેવું બનાવવું અને મગજની રચનામાં વિવિધતા વધવી જોઇએ. આ જરૂરનાં પગથીયાં છે. જ્યાં સુધી તે વિકારોની માગણીથી તમારા મગજની સમતોલવૃત્તિ તમે ખોઇ બેસો છો જ્યાં સુધી શરીર અસંયત છે, ત્યાં સુધી તમારા મન ઉપર આત્માનું પ્રતિબિંબ પડે એમ માનવાની ભૂલ કરતા ના. તમારે મન ઉપર રાજ્ય કરતાં, તેને સયમમાં રાખતા શીખવું જોઇએ. તેને તમારે યોગ્ય નિંદ્રા, યોગ્ય કસરત, યોગ્ય ખોરાક આપવા જોઇએ. તેને તંદુરસ્તીમાં રાખવાને તેની તંગીઓ પુરી પાડવી જોઇએ, પણ તેને તમારે ચૈતન્યના આજ્ઞાંકિત સેવકરૂપ ગણવું જોઇએ. પણ કદાપિ તમારૂં શેઠ બનાવવું નહી.

આ સંબંધમાં શ્રીકૃષ્ણ કહે છે તે સાંભળો:—

**नात्यश्नतस्तु योगोऽस्ति न चैकांतमनश्नतः ।**
**न चातिस्वप्नशीलस्य जाग्रतो नैव चार्जुन ॥**

હે અર્જુન ! અતિ ખાનારાથી, તેમજ કેવળ નહી ખાનારાથી અને અતિ ઉંઘનારાથી તેમ અતિ ઉજાગરો કરનારથી યોગ સધાતો નથી

બન્ને બાજુએ એકાંતિક માર્ગ ગ્રહણ કરવો નહી. આ શરીર જે ચૈતન્યનું સાધન થવાનું તેને અજ્ઞાન કષ્ટથી મારી નાખવાનું નથી, તેમજ તે શરીર પોતાને આત્માનો સ્વામી ગણે એમ તે શરીરને વશ થવાનું નથી. જ્યાં આવા પ્રકારની આત્મ સંયમની રીત અનુસરવામાં આવે છે, ત્યાં મગજ સમતોલ વૃત્તિ ખોયા સિવાય સૂક્ષ્મ આંદોલનો ગ્રહણ કરવાને શક્તિમાન બને છે અને મગજને નાજુક અને સૂક્ષ્મ આંદોલનો ગ્રહણ કરવાને ઉચિત બનાવવાં તંદુરસ્તીનો ભોગ આપવામાં આવતો નથી. યોગી ઉચ્ચ આંદોલનો ઝીલનાર હોય છે, પણ તે છતાં તે પૂરો ડાહ્યો હોય છે.

શરીરને કાબુમાં લાવીને અને પવિત્ર બનાવીને આપણે તેને ઉચ્ચ આંદોલનો ઝીલવાને યોગ્ય, તેમજ સૂક્ષ્મ સૂરો સાંભળવાને લાયક બનાવી શકીએ.

પણ આમ થવાને હલકાં આંદોલનોમાંથી આપણો રસ જતો રહેવો જોઇએ, અને બાહ્ય દુનિયાના આકર્ષણ તરફ ઉદાસિન વૃત્તિ રાખતાં શીખવું જોઇએ. આમાં વૈરાગ્યની ખાસ જરૂર છે, કારણ કે નીચલા ભુવનોમાં ઉચ્ચ ચૈતન્ય પ્રકટ થાય તે માટે વૈરાગ્ય એ જરૂરનું સાધન છે. જ્યાં સુધી દુનિયાની હલકી વસ્તુઓ ઉપર તમારો રાગ છે, ત્યાં સુધી ઉચ્ચ ચૈતન્ય આ ઉપાધિને એક સાધન તરીકે

વાપરી શકે નહી. સ્પષ્ટ, સમતોલ અને જો આ સ્થૂલ ભુવનમાં ઉચ્ચ ચૈતન્ય પ્રકટ કરવું હોય તો એકજ માર્ગ છે કે પરમાત્મા તરફ પૂર્ણ ભક્તિ હોવી જોઇએ અને લાગણીઓ તેમજ મનને સ્પષ્ટ રીતે સમતોલ વૃત્તિથી અને બુદ્ધિપૂર્વક ખીલવવાં જોઇએ. આપણું જીવન પવિત્ર, દયાળુ અને દિલસોજીવાળું હોવું જોઇએ; કદ્રુપ તેમજ રૂપવાન્ અધમ તેમજ ઉચ્ચ, વનસ્પતિ તેમજ દેવ એ સર્વમાં આપણે આત્માને જોતાં શીખવું જોઇએ. જે સર્વમાં આત્માને જુએ છે, અને આત્મામાં સર્વને જુએ છે, તે ખરેખર બરાબર રીતે જુએ છે.

## ૨. કર્તવ્યનો નિયમ. *

ઉચ્ચ જીવન એટલે શું ? અને તે વ્યક્ત કરવાને કેવું જીવન ગાળવું જોઇએ ? આ બે અગત્યના પ્રશ્ન આજના લેખમાં વિચારવા લેખક ઇચ્છે છે, સામાન્ય રીતે એમ મનાય છે કે જો મનુષ્ય પોતાની ઇંદ્રિયોને કાબુમાં રાખે અને મનને સંયમમાં રાખે તો તે ઉચ્ચ જીવનને વાસ્તે લાયક થયો, આ વાત ખરી છે, પણ ઉચ્ચ જીવનનો તેટલામાંજ સમાવેશ થતો નથી, તે તેના કરતાં કાંઇક વધારે ઉત્કૃષ્ટ અને ભવ્ય સ્થિતિ છે.

આ બાબતનો વિચાર કરતાં પ્રથમ આપણે ઉચ્ચ અને આધ્યાત્મિક જીવન એટલે શું તે વિચારીએ. જે ચૈતન્ય સર્વત્ર ઐક્ય અનુભવે છે, દરેકમાં એક આત્માને જુએ છે, અને આત્મામાં દરેક વસ્તુને જુએ છે, તેજ ચૈતન્યનું જીવન આધ્યાત્મિક જીવન ગણી શકાય. જે જીવન હજારો બનાવોની અંદર થઇને, માયાની જાળ

* Law of Duty એ લેખને આધારે.

ભેદીને દરેક બદલાતા આકારમાં પણ એ શાશ્વત તત્ત્વને જુએ છે તેજ આધ્યાત્મિક જીવન છે. આત્માને જાણવો, આત્માપર પ્રીતિ રાખવી, આત્માનો અનુભવ કરવો એજ ખરી આધ્યાત્મિક વિદ્યા છે.

આ સિવાયનું સર્વ અજ્ઞાન છે, જો એકવાર આ વ્યાખ્યા બરાબર રીતે આપણા સમજવામાં આવે તો આપણે માયાવી આકારોને નહિ પણ તે આકારોની પાછળ રહેલા તત્ત્વને શોધતાં શિખીશું; અને આત્મિક જીવન ગાળવાને જે જે મદદગાર થાય તેવાં ચોક્કસ સાધનોનો આશ્રય અવશ્ય લેઇશું કે જેને લીધે સર્વવ્યાપક ચૈતન્યની સાથે આપણા ચૈતન્યના ઐક્યનો આપણને સાક્ષાત્કાર થશે, અને તે વખતે દરેક આકાર આકારને ખાતર નહી પણ તે આકારની અંદર રહેલા આત્માને ખાતર પ્રિય લાગશે.

" દરેક વસ્તુ આપણને શાથી પ્રિય લાગે ? " આવો પ્રશ્ન જ્યારે મૈત્રેયીએ યાજ્ઞવલ્કને પુછ્યો હતો ત્યારે તે ઋષિએ જે જવાબ આપ્યો હતો તે આપણે વિચારીએ, તેમણે કહ્યું હતું કેઃ—

" પતિ પતિને ખાતર પ્રિય નથી, પણ આત્માને ખાતર પતિ પ્રિય છે. પત્ની પત્નીને ખાતર પ્રિય નથી પણ આત્માને ખાતર પત્ની પ્રિય છે. આ પ્રમાણે દરેક ચીજ, બાળક, પ્રિયજન, મિત્ર અને સ્થુળભુવનની પેલી પારની જીંદગી વગેરે સર્વ બાબતો આત્માને લીધે જ પ્રિય છે દેવો પણ દેવોને ખાતર પ્રિય નથી, પણ આત્માને ખાતર દેવો પ્રિય છે. " આવું જ્ઞાન તેજ આત્મજ્ઞાન, આવા જ્ઞાનપૂર્વકનું જીવન તેજ ઉચ્ચ જીવન.

હવે તે ઉચ્ચ જીવનનો અનુભવ કરવાને કયાં સાધનોનો આશ્રય આપણે લેવો જોઇએ ? ઉચ્ચ જીવન ગાળવાને સૌથી અગત્યનું અને

સૌથી પ્રથમનું સાધન કર્તવ્યનો નિયમ ( Law of Duty ) છે. અંતઃકરણના આદેશ પ્રમાણે આપણને જે આપણું કર્તવ્ય લાગે-કરવા યોગ્ય કામ લાગે તે કરવામાં અને સત્યમાં અડગ રહેવાથી આપણી આંતર પ્રતિભા ( Intuition ) ખીલવા માંડે છે, અને ઉચ્ચ જીવનનો અનુભવ કરવાને આપણે આગળ વધતા જઈએ છીએ.

કેટલીકવાર એમ કહેવામાં આવે છે ( અને તે વાત ખરી પણ છે, ) જેને અંગ્રેજીમાં (Conscience) 'કોન્સ્યન્સ' (અંતઃકરણ-ઈશ્વરનો-અંતરનો અવાજ ) કહે છે એ શબ્દનો યથાર્થ ભાવ-સૂચક સંસ્કૃતમાં એક પણ શબ્દ નથી. સંસ્કૃતના વિદ્વાનોના અનુભવ પ્રમાણે ' કોન્સ્યન્સ ' એ શબ્દનો બરાબર અર્થ દર્શાવતો શબ્દ નથી એમ આપણે કબુલ રાખીએ, પણ આપણે શબ્દોને શોધતા નથી પણ વસ્તુઓને શોધીએ છીએ. વળી આપણે એ જોવાનું છે કે પુર્વના ધાર્મિક પુસ્તક કે સાહિત્ય કરતાં બીજા કયા દેશમાં પુસ્તકોમાં કે સાહિત્યમાં અંતઃકરણના આદેશનો યથાર્થ ચિતાર જડી આવશે ? કારણ કે અંતઃકરણ જે ઈશ્વરી અવાજ(Inner Voice of God ) છે તેના આદેશને માન આપવું અને કર્તવ્ય તરફ માનભરી લાગણી રાખવી આ બે ભાવ પ્રાચીન હિંદુસ્થાનના મનુષ્યોમાં તેમજ પ્રાચીન સંસ્કૃત પુસ્તકોમાં આપેલા ઉપદેશ વાકયોમાં પણ જ્વલંત મૂર્તિરૂપે પ્રકાશી રહેલા છે. એક બે દૃષ્ટાંત ઉપરના વિચારને પુરી રીતે સમર્થન કરી શકશે.

ધર્મિષ્ઠ રાજા યુધિષ્ઠિરનું ચરિત્ર વિચારો. તે યુધિષ્ઠિર રાજા શ્રીકૃષ્ણે જાતે મુકેલી કસોટી વખતે એકવાર સત્યથી ચલિત થયા પણ તે અનાસ્થિત સ્વાશ્રયનો પાઠ શિખ્યા, એ વાતને તેમની જીંદગીનો છેલ્લો ભાવ પુરવાર કરે છે. જે પ્રસંગે ઈંદ્રરાજા નીચે આવે છે અને

વિમાનમાં બેસી તેમને પોતાની સાથે સ્વર્ગમાં આવવા જણાવે છે તે પ્રસંગનું સ્મરણ કરો. જે નિમકહલાલ કૂતરો મ્હોટા જંગલમાંની ભયંકર મુસાફરીમાં પણ જીવતો રહ્યો હતો તે કુતરાને આંગળી !! બતાવીને યુધિષ્ઠિરે કહ્યું. " આ કૂતરાને વાસ્તે મારૂં હૃદય દિલસોજીથી બહુ ઉભરાય છે" ઈંદ્રે જવાબ આપ્યો. " સ્વર્ગમાં કૂતરાને વાસ્તે સ્થાન નથી." ત્યારે યુધિષ્ઠિરે સ્વર્ગમાં આવવાની ના પાડી. ઈંદ્રે જરા કડક મિજાજ કરી કહ્યું " તમે તમારા ભાઈઓને જંગલમાં મરવા દીધા, તમે દ્રૌપદીને પણ મરવા દીધી અને તેનું મડદું તમને આગળ વધવામાં અડચણરૂપ થયું નહિ. ભાઈઓ અને સ્ત્રીને છોડીને આગળ વધનારા તમે કુતરાને વળગી રહેવાને શું દેખાવ કરો છો ?"

યુધિષ્ઠિર જે સ્વાશ્રયનો પાઠ શીખ્યા હતા, તેમણે આ વખતે કહ્યું :—મરણ પામેલા વાસ્તે આપણે કાંઇ કરી શકીએ નહિ. હું મારા ભાઇઓ કે મારી સ્ત્રી વાસ્તે કાંઇ કરી શકયો નહિ, કારણ કે તે મરણ પામ્યાં, પણ આનો જીવતુ પ્રાણી છે; તે મરેલું નથી. બ્રાહ્મણ મારવામાં જેટલું પાપ છે, બ્રાહ્મણના ધનમાલને નુકસાન કરવામાં જેટલું પાપ છે, તેટલું જ પાપ આશ્રય શોધનાર એક નિ-રાધારનો ત્યાગ કરવામાં છે. હું એકલો સ્વર્ગમાં જવા માગતો નથી." અને જ્યારે ઈંદ્રની દલીલોથી, અને દેવની યુકિતઓથી યુધિષ્ટિર ડગ્યા નહી ત્યારે તે કુતરો અદશ્ય થયો અને ધર્મની મૂર્તિ તેની જગાએ ખડી થઇ, અને સ્વગમાં આવવાને તેમને આજ્ઞા કરી. ઇન્દ્રની આજ્ઞા કરતાં પણ તે રાજાનું અંતઃકરણ વધારે મજબુત હતું, અમરપણાના લોભથી તે રાજા ધર્મથી પતિત થયો નહિ. તેમજ તેના અતઃકરણે બતાવેલા ધર્મના માર્ગની બાબતમાં તે દેવની મધુર વાણીથી પણ અંધ બન્યો નહી.

મારી સાથે ભૂતકાળમાં પાછળ ચાલો અને એક બીજાું પણ આવું જ ચિત્ર તમારી દૃષ્ટિ સંમુખ જુઓ. દૈત્યોનો રાજા બલિ પરમાત્માને યજ્ઞ અર્પણ કરતો હતો તે પ્રસંગનું ચિત્ર જુઓ. તે વખતે બેડોલ આકૃતિવાળો વામન આવે છે અને તે બલિરાજા પાસે વરદાન માગે છે કે " રાજન્ ! યજ્ઞની દક્ષિણા તરીકે ત્રણ પગલાં ભરાય તેટલી પૃથ્વી આપો. " તે વામનના ત્રણ ટુંકા પગલાં મપાય તેટલી પૃથ્વી આપવી એ ખરેખર નજીવી બાબત હતી. તેની માગણી કબુલ કરવામાં આવે છે, અને જુઓ ! પહેલું જ પગલું આખી પૃથ્વીને ઢાંકી દે છે, બીજું પગલું આકાશને ભરી દે છે, હવે ત્રીજું પગલું ક્યાં મુકવું ? પૃથ્વી અને આકાશ તો ઢંકાઇ ગયાં. હવે બાકી શું રહ્યું ? તે ભક્ત અને સત્યપ્રિય રાજા પોતાના મસ્તકપર ત્રીજું પગલું મુકવામાં આવે તે માટે જમીનપર મસ્તક ધરે છે, અને ચારે બાજુએથી ઠપકાના શબ્દો સંભળાય છેઃ "કપટ ! કપટ છે ! ! " " હરિજ તારા નાશને વાસ્તે તને છલવાવે છે; તારા વચનનો ભંગ કર અને તારો પોતાનો નાશ થાય એવી રીતે સત્યને અનુસરતો નહિ. " જો કે આવા શબ્દો તેના કાને પડે છે છતાં, તે જીંદગીના કે રાજ્યના નુકશાન કરતાં સત્ય, કર્તવ્ય અને અંતઃકરણને વધારે મહત્વનાં ગણે છે અને જરાપણ ડગ્યા વિના જમીનપર પડી રહે છે. એવામાં તેના ગુરૂ જે ગુરૂ કરતા કોઇ વધારે પૂજ્ય હોઇ શકે નહિ તે આવે છે, અને તેના વચનનો ભંગ કરવા આજ્ઞા કરે છે. પણ જ્યારે તે ગુરૂના શબ્દોને પણ કાને ધરતો નથી ત્યારે ગુરૂ તેને આજ્ઞા નહિ માનવા ખાતર શાપ આપે છે. પણ પછી—જેણે પૃથ્વી અને આકાશ ભરી દીધાં હતા તે વિષ્ણુ ત્યાં પ્રકટ થાય છે, અને કોયલ જેવા મધુર કંઠથી તે

શાંતિમાં આ પ્રમાણે અવાજ સંભળાય છે. "સઘળી બાજુએથી હારેલો અને હેરાન થયેલો, મિત્રોએ નિંદેલો, ગુરૂએ શાપ આપેલો, એવો આ બલિરાજા સત્યને તજી દેશે નહિ." પછી વિષ્ણુ જણાવે છે કે "આ બલિ ભવિષ્યના કલ્પમાં ઇન્દ્ર થશે, દેવોનો રાજા થશે, કારણકે જ્યાં સત્યની ઉપાસના છે, ત્યાંજ સત્તા સોંપી શકાય, તેજ સત્તા જીરવી શકે."

આવા દાખલાઓ અને આના જેવા બીજા અનેક દાખલાઓ–આપણી સંમુખ છતાં "કોન્શ્યન્સ" જેવો એકાદ શબ્દ ન મળે તો તેથી શું થયું? કર્તવ્યની એક નિષ્ઠા અને કર્તવ્યના નિયમનું જ્ઞાન આ વિચાર પ્રાચીન મહાપુરૂષોનાં ચરિત્રો વાંચતાં આપણી આંખ આગળ તરી આવે છે. તેજ ધર્મ છે.

ત્યારે હવે કર્તવ્યના નિયમની વ્યાખ્યા શી છે? જો કે તેનું સ્વરૂપ મૂળતત્ત્વે એક છે, છતાં ઉન્નતિક્રમનાં જૂદાં જૂદાં પગથિયાં અનુસાર તે બદલાય છે, કર્તવ્યનો નિયમ બધાને સારૂ એક સરખો હોઇ શકે નહિ. જેમ ઉન્નતિક્રમમાં મનુષ્યો આગળ વધે છે, તેમ નિયમ પણ જૂદું અને ઉચ્ચ પ્રકારનું સ્વરૂપ ગ્રહણ કરતો જાય છે. જે જંગલીનો ધર્મ છે, તે સુધરેલા અથવા કેળવાયેલાનો ધર્મ હોઇ શકે નહિ. જે ગુરૂનો ધર્મ છે તે રાજાનો ધર્મ હોઇ શકે નહિ. જે વેપારીનો ધર્મ છે તે લડવૈયાનો ધર્મ હોઇ શકે નહિ. માટે જ્યારે આપણે ધર્મ, કર્તવ્યના નિયમ સંબંધી અભ્યાસ કરતા હોઇએ ત્યારે ઉન્નતિક્રમની નિસરણીના કયા પગથિયે આપણે ઉભેલા છીએ, આપણી આસપાસ–આપણા કર્મને લઇને કેવા સંજોગો મળેલા છે. આપણી પ્રકટ અને ગુપ્ત શક્તિઓ કેટલી છે અને આપણી ખામીઓ શી છે, તેનો અભ્યાસ કરીને આપણે આગળ વધવું જોઇએ. આ રીતે

આર્થિક અભ્યાસ કરવાથી આપણે કર્તવ્યનો નિયમ શોધી કહાડીશું કે જે વડે આપણે આપણાં પગલાં આગળ દોરવી શકીએ. જેઓ ઉન્નતિક્રમના એકજ પર્યાયપર ઉભા હોય, જેઓ એકજ પ્રકારના સંજોગામાં હોય તેમને વાસ્તે એકજ ધર્મ છે. અને સઘળાઓને માટે કેટલોક સામાન્ય ધર્મ છે. સઘળાને વાસ્તે કર્તવ્યો કરવાનાં કહેલા છે. જેઓ ઉન્નતિના પ્રવાહ સાથે કામ કરે છે તેમને વાસ્તે મનુમહારાજે જણાવેલી દશ આજ્ઞાઓ ઘણી ઉપયોગી છે. એવી દશ આજ્ઞાએ ખ્રિસ્તિ ધર્મમાં પણ છે, જેને 'Ten Commandments of God" "ઇશ્વરની દશ મહા આજ્ઞાઓ" કહેવામાં આવે છે. બૌદ્ધધર્મમાં તેને દશ શીલ કહે છે અને જૈનધર્મમાં દશવિધ યતિ ધર્મ કહે છે. મનુષ્યોએ એક બીજાના સંબંધમાં કેમ વર્તવું તે આ દશ પ્રકારની આજ્ઞાઓથી જાણવામાં આવે છે.

પણ કર્તવ્યના સંબંધમાં કેટલાક એવા પ્રશ્નો ઉપસ્થિત થાય છે કે જેનું સ્વરૂપ વિચારતું એટલું બધું સાદુ નથી. જેઓ ઉચ્ચ જીવન ગાળવાને પ્રયત્ન કરતા હોય તેમને વાસ્તે મોટી અડચણ, તેઓનો અમુક વખતે શો ધર્મ છે, શું કર્ત્તવ્ય છે તે સમજવામાં રહેલી છે.

આપણા અનુભવમાં એવા ઘણા બનાવો દરરોજ બને છે કે જેમાં કર્તવ્યની મારામારી ઉદ્દભવે છે. એક કર્તવ્ય આપણને એક માર્ગ બતાવે છે, ત્યારે બીજું કર્તવ્ય બીજોજ માર્ગ દર્શાવે છે. તે વખતે અર્જુનની કુરૂક્ષેત્રપર જેવી સ્થિતિ થઇ હતી તેવી આપણી પણ આપણી ઉન્નતિના પ્રમાણમાં થાય છે.

જે કર્તવ્ય સાદું છે તે તો અડચણ વેઠીને પણ આપણે બજાવીએ, પણ જ્યાં કર્તવ્યનો માર્ગ ગુંચવણભરેલો લાગે છે, જ્યાં

આગળ કયું પગલું ભરવું એ બાબતના સંબંધમાં આપણને સુઝ પડતી નથી, ત્યાં અંધારામાં અચોક્કસ માર્ગપર કેમ ચાલવું એ પ્રશ્ન ઉચ્ચજીવનના અભ્યાસીઓને ઘણો અગત્યનો છે, અને તે પ્રશ્ન યથામતિ યથાશક્તિ ચર્ચવા આ પ્રસ્તુત લેખ લખવામાં આવ્યો છે.

મન, શરીર, અને વાસના, જેનો 'હું' બને છે, તે ઘણીવાર આપણને અવળે માર્ગે દોરી જાય છે, અને તેથી ઘણીવાર કર્તવ્યનો માર્ગ ભુલી આપણે ઇચ્છાના માર્ગે ચાલીએ છીએ હુંપણા અને કર્તવ્ય વચ્ચેની મારામારી ઘણીવાર અસહ્ય થાય છે, અને બેમાંથી કોનો અવાજ આપણને દોરવે છે તે જાણવું તે પણ કેટલીકવાર મુશ્કેલ હોય છે.

આવે સમયે હૃદયરૂપી મંદિરમાં શાંતિથી પ્રવેશ કરવો તેનો કરતાં વધારે સહીસલામતીભર્યો માર્ગ બીજો એક પણ નથી. તે હૃદય મંદિરમાંથી આપણે આપણી અંગત ( Personal ) ઇચ્છાઓને દુર કરવી જોઇએ. હું તે મન, લાગણી કે શરીર નહિ પણ પરમાત્મા સ્વરૂપી છું, અને એ સર્વનો નિયંતા છું, એવું ભાન રાખી દરેક સવાલને વધારે વિશાલ અને વધારે નિર્મળ સ્વરૂપમાં વિચારવો જોઇએ; તેમજ આપણે આપણા ઇષ્ટ ગુરૂદેવને પ્રાર્થના કરવી જોઇએ કે તે અકપણને સીધે માર્ગે દોરવે. પ્રાર્થનાથી, આત્મનિરીક્ષણથી અને મનનથી જે પ્રકાશ મળે તે પ્રકાશ વડે આપણને જે કર્તવ્યનો માર્ગ લાગે તે માર્ગ અંગીકાર કરવો જોઇએ. ચોખી રીતે જોવાનો પ્રયત્ન કર્યા પછી, અંતઃકરણની પ્રેરણા પ્રમાણે કર્તવ્ય સમજવાને શ્રમ લીધા પછી પણ જો કદાપિ ભુલ થાય તો આપણે માનવું કે આપણી ઉન્નતિને માટે જે પાઠ શિખવો જરૂ-

રનો હતો, તે શિખવાને ને ભુલ ઘણી જરૂરતી હતી. કદાચ ધર્મનો-કર્તવ્યનો માર્ગ ગ્રહણ કરવા જતાં ઈચ્છાથી પણ દોરવાયા હોઈએ, અને આપણે કર્તવ્યના માર્ગે ચાલીએ છીએ, એમ ધારતા હોઈએ, ત્યારે પણ પાછળ અંગત ઇચ્છા—અહંકાર આપણને દોરવતો હોય તો ભુલ થવાનો સંભવ છે, પણ સત્ય જોવાનો અને સત્ય પ્રમાણે કર્તવ્યનો માર્ગ અંગીકાર કરવાનો આપણે પ્રયત્ન કર્યો છે, તો તે ભુલ અવશ્ય સુધરશે; અંતઃકરણના આદેશ પ્રમાણે ચાલવાનો પ્રયત્ન કરવા છતાં પણ ભુલ થાય તો નિરાશ શા સારૂ થવું જોઈએ ? સત્ય પ્રમાણે ચાલવા જતાં અજ્ઞાનતાને લીધે કદાપિ ભુલ થઈ તો તે ભુલને લીધે જે દુઃખ આવે તે સહન કરવુ જોઈએ, કારણકે દુઃખ આપણી જ્ઞાનચક્ષુ પર આવેલું પડલ દુર કરે છે. કારણકે " Miseries are blessings of God in disguise " દુઃખો એ ઈશ્વરના છુપા આશીર્વાદો છે.

પણ જો આપણે કાયર થઈ, અમુક બાબતના નિશ્ચયપર આવવાની જોખમદારીથી ડરીને, અંતઃકરણના અવાજ તરફ આખાડા કરીને, બીજો કોઈ આપણને જે સરળ માર્ગ બતાવતો હોય, અને જે આપણને ખોટો લાગતો હોય તે માર્ગે જો આપણા અંતઃકરણ વિરૂદ્ધ વર્તીએ તો તેનું શું પરિણામ આવે છે ? આમ કરવાથી અંતઃકરણનો અવાજ મંદ પડી જાય છે, અને આપણે ઉચ્ચ નહિ પણ હલકા માર્ગ ગ્રહણ કર્યો છે. અને બીજાએ બતાવેલો માગ એ માર્ગમાં વધારે સારો હોય, છતાં જો આપણું અંતઃકરણ ના પાડતું હોય તો જે આપણને ખરૂં લાગતું હતું તે પ્રમાણે નહિ વર્તવામાં આપણેજ આપણા ઉન્નતિક્રમમાં વિઘ્ન નાંખીએ છીએ. અમુક કર્તવ્યનો માર્ગ છે એમ સમજી ભુલથી અહંકારના માર્ગે

પ્રવર્તીએ અને તેથી જે અશુભ પરિણામ આવે તેના કરતાં અંતઃકરણના આદેશ વિરૂદ્ધ એક પણ કામ કરવાથી હજારગણું અશુભ પરિણામ આવે છે. બીજાની સુચના કે આજ્ઞા પ્રમાણે ચાલીને જે તમારા અંતઃકરણથી ખોટું લાગતું હોય તે પ્રમાણે વર્તો તો તમારી સત્યાસત્ય પારખવાની વિવેક શક્તિ જડ થતી જાય છે અને તમારો અંતરપ્રતિજ્ઞાનો પ્રકાશ ધીમે ધીમે ઓલવાઈ જશે અને તમારે કેવળ અંધારામાં ફાંફાં મારવાં પડશે. જો તમારી આવી સ્થિતિ થઇ તો પ્રકાશ અને અંધકાર, દૈવી અને આસુરી શક્તિઓ દેવ અને અસુર વચ્ચેનો ભેદ કેવી રીતે પારખી શકશો ? તમારા ઉચ્ચ જીવન ગાળવાના એકના એક સાધનો આ રીતે જો તમે તમારી મેળે નાશ કરી દેશો તો પછી કયા સાધનનો તમે આશ્રય લઇ શકશો ? માટે બીજો તમને જે કર્તવ્ય ધર્મ બતાવે તે પ્રમાણે નહિ પણ તમારા અંતઃકરણના આદેશથી જે તમારા કર્તવ્યરૂપ લાગે તે પ્રમાણે વર્તો. આજ હેતુથી શ્રીકૃષ્ણ ભગવાને ભગવદ્‌ગીતામાં લખ્યું છે કેઃ—

**स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ॥**

સ્વધર્મમાં—પોતાના કર્તવ્યમાં—પોતાનેજ કરવા યોગ્ય હોય તે કામ બજાવતાં મરણ થાય તે પણ ઇષ્ટ છે, પણ બીજાનો માર્ગ સુંદર હોવા છતાં ભયભરેલો છે, કારણ કે તેથી આપણી ઉન્નતિ થવાની નથી. આ શ્લોક બીજા ધર્મોની નિંદારૂપ નથી પણ, સ્વ-કર્તવ્ય શું છે તે સમજી મનુષ્યો તદનુસાર વર્તે તે પ્રતિબોધવાને માટે છે.

ઉચ્ચ જીવનનો માર્ગ ઉપર જણાવ્યું તેમ સરળ નથી, ઘણીવાર પ્રયત્ન કર્યા પછી અને અનેકવાર પરાભવ પામ્યા પછી સત્ય માર્ગ આપણને જડે છે. સતત ઉદ્યોગ સિવાય કર્તવ્યનો માર્ગ જડતો

નથી, જો આપણી સત્ય જાણવાની તીવ્ર જીજ્ઞાસા હશે તો ગમે તેટલા વિઘ્નો આપણા માર્ગમાં આવશે, છતાં આપણને તે જડશેજ.

Think truth, speak truth, act truth, Then only you shall acquire the power to know truth when you see it with a swift intuition which is above all reason.

અર્થ:—સત્ય વિચારો, સત્ય બોલો અને સત્ય આચરો, આ રીતેજ તમે સત્ય જાણવાની શક્તિ મેળવશો અને બુદ્ધિની પણ પેલી પાર રહેલી અંતરપ્રતિભા ( Intuition ) વડે સત્યને જોતાંજ તમે તે ઓળખી શકશો.

ઉચ્ચ જીવન ગાળવામાં આપણા કરતાં આત્મવિદ્યામાં આગળ વધેલા પુરૂષોનો સંગ કરવો એ પણ બીજું અગત્યનું સાધન છે. પણ તેઓ અધ્યાત્મવિદ્યામાં ( Spirituality ) ખરેખર આગળ વધેલા છે તે બાબતમાં આપણી ભૂલ ન થાય તે માટે ખરા આત્મજ્ઞ-પુરૂષના લક્ષણો અને ચિન્હો આપણે જાણવાં જોઇએ.

જે ગુણો મેળવવાને આપણે પ્રયત્ન કરતા હોઇએ, તે ગુણો જેનામાં પૂર્ણપણે વિકાસ પામ્યા હોય, જે કામ આપણે અપૂર્ણ રીતે કરતા હોઇએ, તે કામ જે સંપૂર્ણ રીતે કરી શકે, અને જે આપણી ઉચ્ચભાવનાના આદર્શરૂપ હોય તે આપણો નાયક (Guide) ગુરૂ અને મદદગાર થવાને લાયક છે. જે ખરો આત્મજ્ઞ છે, તેનું જીવન કેવા પ્રકારનું હોવું જોઇએ તે સંબંધમાં કાંઇક વિચાર આપણે કરીએ.

આપણી આસપાસ ઉન્નતિને વાસ્તે, પ્રકાશને વાસ્તે, ફાંફાં મારતાં અનેક સ્ત્રી પુરૂષો નજરે પડે છે. તેમની તરફ આપણે કેટ-

લીક ફરજો બજાવવાની છે. આ જગતની વ્યવસ્થા આકસ્માતિક-નિયમ વિનાની-નથી. વિશ્વનું ચક્ર અમુક નિયમાનુસાર ચલે છે. આપણા સંબંધમાં જે જે પુરૂષો આવે છે, તે નિષ્કારણ આવતા નથી, માટે તે પુરૂષો પ્રતિ આપણે કેટલીક ફરજો બજાવવાની છે. જો કે દરેક પુરૂષના સંબંધે જુદી જુદી ફરજો બજાવવાની છે, છતાં તેના આપણે સામાન્ય રીતે ત્રણ વિભાગ પાડી શકીએ. જે આપણા કરતાં જ્ઞાનમાં, ગુણમાં અને બીજી કોઇ રીતે આગળ વધેલા હોય તેમના તરફ પૂજ્યબુદ્ધિ દર્શાવવી અને તેમની આજ્ઞા પ્રમાણે વર્તવું. જે આપણી સમાન કક્ષામાં હોય તેમના પ્રતિ નમ્ર અને પ્રેમાળ થવું અને તેમને મદદગાર થવું, અને આપણા કરતાં ઉતરતા મનુષ્યો તથા પશુઓ વગેરે તરફ દયા અને દિલસોજી બતાવવી જોઇએ. આ સર્વ સામાન્ય કર્તવ્યો છે. ઉચ્ચજીવનના અભ્યાસીએ આ કર્તવ્યમાં તો જરાપણ ચુકવું નહિ કારણ કે જે આવી સામાન્ય ફરજો પણ બજાવી શકતો નથી, તે આત્મમાર્ગને વાસ્તે અનધિકારી છે.

આપણે જ્યારે કુટુંબને લગતી, સમાજને લગતી, આપણા સંજોગોને લીધે ઉત્પન્ન થયેલી ફરજો બજાવી રહીએ ત્યારે પણ એક ઉચ્ચ પ્રકારની ફરજ અદા કરવાની રહે છે. કારણ કે તે ફરજ બજાવ્યાથીજ આપણા માર્ગ ઉપર પ્રકાશ પડશે, અને આત્મવિદ્યાના વિકટ માર્ગમાં કેટલેક અંશે સરલતા થશે,

જો કોઇ માણસ આપણા સંબંધમાં આવે તો તે આપણા સંબંધથી વધારે સારો મનુષ્ય થાય એ બાબત આપણે કાળજી રાખવી જોઇએ. જો કોઇ અજ્ઞાની મનુષ્ય આપણા સમાગમ આવે અને આપણામાં જ્ઞાન હોય તો આપણા જ્ઞાનને લીધે તેના જ્ઞાનમાં

કાંઇપણ વધારો થવો જોઇએ. જો કોઇ દુઃખી માણસ આપણા સંસર્ગનો લાભ મેળવે તો આપણી દિલસોજીથી કોઇપણ અંશે તેનું દુઃખ ઓછું થાય તેમાંજ આપણા સંસર્ગનું ફળ છે, જો કોઇ નિરાધાર મનુષ્ય આપણી સંગતિ શોધતો આવે અને જો આપણામાં બળ હોય તો આપણા બળને લીધે તેનું દુઃખ ઓછું થવું જોઇએ, એમાં આપણી સંગતિની સાર્થકતા છે. દરેક સમયે આપણે વધારે માયાળુ, નમ્ર અને દિલસાજીવાળા થવું જોઇએ, આપણે સખ્ત થઇને બીજાઓને ગુંચવણમાં નાખવા એ આપણું કર્તવ્ય નથી; જગતના દુઃખનો પાર નથી, તો ખરા આત્મજ્ઞાનની ઇચ્છાવાળા મનુષ્યે શાંતિ અને દિલસોજીનું મધ્યબિન્દુ બનવું જોઇએ. આપણે પ્રકાશરૂપ થવું જોઇએ કે જેથી આપણા સંસર્ગમાં આવતા મનુષ્યો તે પ્રકાશને લીધે સહીસલામતીથી પોતાના કર્તવ્યમાં ચાલી શકે. આપણી બીજાના પર કેવી અસર થાય છે, તેમાંજ ખરી અધ્યાત્મવિદ્યા સમાયેલી છે અને આપણે જગતમાં વસીએ છીએ, તેથી જગત્ વધારે શુદ્ધ અને વધારે ઉચ્ચ ભાવનાવાળું થાય એ આપણે જોવાનું છે.

આપણો જન્મજ બીજાને મદદ કરવાને, બીજાને આગળ વધારવાને અને બીજાની ઉન્નતિમાં સહાય કરવાને છે. એવો આદર્શ હૃદય આગળ રાખી આત્મજ્ઞાનના અભ્યાસકે દરરોજ જીવન વ્યવહારમાં વર્તવું જોઇએ, આ માર્ગમાં જો કાંઇપણ અડચણ હોય તો તેનું ઉદ્‌ભવસ્થાન આપણે પોતેજ છીએ. તમારા બંધુઓને મદદ કરો, પણ તેમની અજ્ઞાનતા ખાતર, તેમની નિર્બળતા ખાતર તેમની અશુદ્ધ બુદ્ધિ ખાતર તેમની તરફ સખ્ત થતાં ના, તેઓ જ્યારે પડે–આખડે ત્યારે તેમને ઉભા થવામાં મદદ કરો. યાદ રાખવું જોઇએ કે આપણે જ્યાં ઉભા છીએ ત્યાંથી કદાચ પડી પણ જઇએ અને આપણને પણ ઉભા થવામાં બીજાની મદદની જરૂર પડે.

દરેક ધર્મપુસ્તકમાં કહ્યું છે કે વિશ્વની વ્યવસ્થા અનંતશક્તિ અને અનંત પ્રેમવાળી સત્તાના હાથમાં છે, માટે ખરો આત્મજ્ઞાની અનંત પ્રેમાળ હોવો જોઇએ, આખું વિશ્વ જે પ્રેમસાગરમાં સ્નાન કરે છે તે સાગરમાંનું એકાદ પ્રેમનું બિન્દુ પણ આપણે આપણી શક્તિના પ્રમાણમાં બીજાને આપવા તત્પર રહેવું જોઇએ. તમારા જાતિબંધુને તમે મદદ કરો તેમાં કદાપિ ભૂલ થવાનો સંભવ છેજ નહિ.

આનું નામજ ખરૂં આત્મજ્ઞાન, આ રીતે આપણે જે વિષયથી આ લેખનો આરંભ કર્યો હતો તે મૂળ વિષયપર આવીએ છીએ. જ્યારે સર્વમાં એક આત્મા જોતાં શીખીએ ત્યારે આપણી ભાવના ઉપર પ્રમાણે થાય છે. આત્મજ્ઞાનીનું જીવન પરોપકાર કરતા પણ વધારે ઉચ્ચ હોવું જોઇએ. જે સર્વ જીવે છે, તેની સાથે ઐક્ય અનુભવતાં તેણે શિખવું જોઇએ. જ્યાં સર્વ એક છે, ત્યાં ભેદભાવ હોઈ શકેજ નહિ. અને ઉપાધિ તરફ દષ્ટિ કરતાં ભેદ દેખાય છતાં તે ઉપાધિની પાછળ રહેલી આત્મજ્યોતિ તો એકજ છે.

ઉચ્ચજીવનનું રહસ્ય બહુ વિકટ છે. અને તે પ્રમાણે ચાલવું તેથી પણ વિકટ છે; છતાં જો આ ઉચ્ચ ભાવના આપણને તે તરફ ચાલવાને પ્રેરણા કરતી હોય તો આપણા જીવન વ્યવહારમાં નાની બાબતોમાં પણ આપણે તદનુસાર વર્તવા પ્રવૃત્ત થવું જોઇએ.

દઢ નિશ્ચય કરો, અને મનમાં જરાપણ ભય રાખતા નહિ. કદાપિ તમે પડો, આખડો, ફરીથી ચડો, છતાં જો તમારો આ માર્ગે ચાલવાનો દઢ નિશ્ચય હશે તો ઘણી જલદીથી શાન્તિનું સ્થળ તમે પ્રાપ્ત કરી શકશો.

આત્માની શક્તિ અનંત છે, અને જો એકવાર આપણો અંતરાત્મા આ માર્ગે ચાલવાનો દઢ નિશ્ચય કરે તો સઘળી અડચણો

સ્વયમેવ દૂર થશે અને અનંત શાંતિ સ્વયમેવ આવી મળશે. ઉચ્ચ જીવનના ફળરૂપે એ શાંતિ આખા વિશ્વને હો એવી ભાવના સહિત આ લેખ સમાપ્ત કરવામાં આવે છે.

## ૩ યજ્ઞનો નિયમ *

બંધુઓ ! આપણે જોઇ ગયા કે જે પ્રમાણમાં મનુષ્યો ઇંદ્રિયોને શાંત કરે છે, અને મનને સંયમમાં રાખે છે, તે પ્રમાણમાં ઉચ્ચ ચૈતન્યરૂપ પોતાને અનુભવે છે. તે પછી આપણે એ પણ જોઇ કે જે પ્રમાણમાં તે કર્તવ્યનો નિયમ સમજે છે અને અત્યાર સુધી કરેલું દેવું આપવાને દૃઢતાથી અને નિશ્ચયપૂર્વક પ્રયત્ન કરે છે, તે પ્રમાણમાં તે ઉચ્ચ જીવનના અનુભવ તરફ જતો જાય છે.

આજે આપણે તેથી પણ વધારે ઉચ્ચ પ્રદેશમાં વિચરીશું, અને જોઇશું કે કર્તવ્યના નિયમ પ્રમાણે જીવન ગાળ્યા પછી યજ્ઞનો નિયમ તેને કેવી રીતે ઉન્નત બનાવે છે; અને પ્રભુ સાથ ઐક્ય અનુભવવા તેને સમર્થ બનાવે છે તે પણ આપણે વિચારીશું. હવે આપણે તે યજ્ઞના નિયમનો અભ્યાસ કરવાનો છે. વારંવાર કહેવામાં આવ્યું છે અને તે પણ સત્ય રીતે કહેવામાં આવ્યું છે કે દુનિયામાં આપણે રહીએ છીએ તે દુનિયામાં યજ્ઞનો નિયમ અંકિત થયેલો છે. અને તેમ થાય તેમાં નવાઇ નથી કારણ કે જે વિશ્વમાં આપણે વસીએ છીએ તે વિશ્વ પણ યજ્ઞના પરીણામ રૂપે હયાતીમાં આવ્યું છે. ઇશ્વરે આ જગત્ ઉત્પન્ન થાય

* ભગવતી ઍનીબેસન્ટના ભાષણનો અનુવાદ.

તે માટે પોતાના અપરિમિત ચૈતન્યને પરિમિત બનાવ્યું. બધા ધર્મો આ બાબતમાં એક સરખો મત ઉચ્ચારે છે કે દિવ્યજ્ઞાન પરિણામરૂપે આ વિશ્વ પ્રકટ થયું. તેને સાબીત કરવાને દરેક ધર્મમાંથી ઉતારા ટાંકી શકાય, પણ તે બાબત તમને એટલી બધી પરિચિત છે કે તેની સાબીતી આપવાની જરૂર જણાતી નથી.

જે અમૂર્ત છે તેણે પ્રકૃતિની મર્યાદાઓ ધારણ કરી, જે ગુણાતીત છે તે સગુણ થયો અને જે સ્વતંત્ર છે તે બંધનથી બંધાયો—આ બાબતમાંજ યજ્ઞનું સ્વરૂપ તમારા જાણવામાં આવશે. વિશ્વની પ્રકટ થવાની ક્રિયા તરફ જો આપણે લક્ષ દોરીએ તો પ્રથમ વિચાર એ આવે છે કે ઇશ્વરે મર્યાદા સ્વીકારવાથી આ જીવન પ્રકટ થયું. અને તેમાંજ વિકાસની શરતો જોવામાં આવે છે. અને અમુક આકારો ગ્રહણ કરવાથી જીવન પ્રકટ થાય છે, આકારોનો નાશ કરવાથી અને નવા આકારો ગ્રહણ કરવાથી જીવન નિરંતર વિકાસ પામ્યા કરે છે. પ્રથમ જીવન પ્રકૃતિમાં પ્રકટ થાય છે અને પોતાની આસપાસ જે પ્રકૃતિ ખેંચે છે, તેના આકાર રચે છે. જીવનમાં કર્તવ્યો બજાવતાં તે આકાર ઘસાતો જાય છે અને જે પ્રકૃત્તિ નાશ પામી તેનું સ્થાન જીવન નવી પ્રકૃતિ વારંવાર ગ્રહણ કરીને પુરે છે. આપણે જોઇએ છીએ કે આકારો નિરંતર ઘસાતા જાય છે અને નવા પરમાણુઓ તેમાં આવતાં જાય છે. અને નાશ પામતા શરીરમાં વારંવાર નવી પ્રકૃતિ ગ્રહણ કરીને એને આ પ્રમાણે જીવન પ્રકટ કરવાનાં સાધન તરીકે શરીરનું રક્ષણ કરીને તે જીવન પ્રકટ થઈ શકે, કોઇએ નહિ ગ્રહણ કરેલી પ્રકૃતિ વારંવાર ગ્રહણ કરીને અને તેનું શરીર રચવામાં અને તેને તાજુ રાખવામાં તે પ્રકૃતિનો ઉપયોગ કરીને જીવન વૃદ્ધિ પામે છે.

આ પ્રમાણે વિકાસ પામતા જીવનના સ્વભાવમાં એવો વિચાર અંકિત થાય છે કે લેવાથી-ગ્રહણ કરવાથી અને પકડી રાખવાથી જીવન વધતું જાય છે. આ પ્રમાણે જીવન પ્રકૃતિની સાથે સંબંધમાં આવવાથી શીખે છે, અને શરૂઆતના પગથીયામાં તેને ભાન પણ ન હતું કે લેવું, ગ્રહણ કરવું, પકડવું, રાખી મૂકવું એ જીવનનું લક્ષણ નથી. પણ જે આકારમાં તે જીવન વ્યક્ત થયું છે; તે આકારને પકડી રાખવાનો ઉપાય છે. નવી પ્રકૃતિ વારંવાર લીધા સિવાય આકાર લાંબો સમય ટકી શકેજ નહિ. જેમ જેમ જીવન ખીલતું જાય છે-વિકાસ પામતું જાય છે, તેમ તેમ આ ગ્રહણ કરવું એ વિકાસ પામતા જીવનું લક્ષણ ગણાય છે. તે દરેક સ્થળે શીખે છે કે પ્રવૃત્તિ માર્ગપર તેણે લેવું, ગ્રહણ કરવું અને પોતાનું બનાવવું. પોતાનામાં બીજા આકારોને મેળવી લેવાને પ્રયત્ન કરવાનું તે દરેક ઠેકાણે શીખે છે, અને બીજા આકારોને પોતાના આકાર સાથે એક ચિત્ત કરી તે આકારમાં હયાતી લંબાવવાને તે પ્રયત્ન કરે છે. જ્યારે વિકાસ પામતો જીવાત્મા સ્થૂલતાની અમુક હદે પહોંચ્યો હતો અને જ્યારે મહાન્ ગુરૂઓ તે જીવાત્માને શિક્ષણ આપવા લાગ્યા, ત્યારે તેના પ્રથમના અનુભવો કરતાં કાંઈક જુદાજ પ્રકારનું શિક્ષણ તેના સાંભળવામાં આવ્યું. ગુરૂ તેને કહેવા લાગ્યા કે, જીવન ફેળવી લેવાય નહિ; પણ જે અત્યાર સુધી પચાવ્યું હતું, તેનો ભોગ આપવાથી ટકે છે. બીજા આકારોને તમારી અંદર દાખલ કરવાથી તમે ટકી શકો, તે હેતુથી તમારી આસપાસના જીવનને તમારાજ એક ભાગ રૂપ બનાવવાથીજ તમે જીવી શકો કે વિકાસ પામી શકો, એમ માનવું એ ભુલભરેલું છે, આખી દુનિયા પરસ્પર આધારના નિયમથી ટકી રહી છે, પરસ્પર આપ લે કરવાથી અને પરસ્પરના

આધારનો નિયમ સ્વીકારવાથી સર્વ જીવો હયાતી ભોગવી શકે છે. તમે આ આકારવાળી દુનિયામાં એકલા રહી શકો નહિ. બીજાં શરીરોને ગ્રહણ કરીને દેવું કર્યા સિવાય તમે તમારૂં શરીર ટકાવી શકો નહિ, અને તમારે તે દેવું તમે ગ્રહણ કરેલી કોઇ વસ્તુનો ભોગ બીજા જીવોની હયાતી માટે આપીને આપવાનું છે. સર્વ જીવો એક સોનેરી સાંકળથી એક બીજા સાથે જોડાએલા છે; અને તે સોનેરી સાંકળ ગ્રહણ કરવાનો નિયમ નહિ પણ આત્મભોગનો—યજ્ઞનો નિયમ છે.

આ વિશ્વ પ્રભુના પરમ યજ્ઞથી હયાતીમાં આવ્યું. અને તે યજ્ઞ સતત ચાલુ રાખવાથીજ આ વિશ્વ ટકી શકે છે.

શ્રીકૃષ્ણ ભગવાન શું કહે છે તે સાંભળો:—

**नायं लोकोऽस्त्य यज्ञस्य कुतोऽन्यः कुरु सत्तम ॥**

હે અર્જુન! યજ્ઞ નહિ કરનારને માટે આ લોક નથી તો પરલોક તે ક્યાંથીજ હોય!

માટે યજ્ઞ કર્યા સિવાય મનુષ્ય આ સાકાર વિશ્વમાં રહી શકે નહિ. જો આ વિશ્વનો દરેક અવયવ-દરેક જીવ યજ્ઞ કાર્યો કરીને જીવનનું ચક્ર ચલાવવામાં મદદ ન કરે તો આ ચક્ર ચાલી શકે પણ નહિ. યજ્ઞથી જીવનનું રક્ષણ થાય છે, અને સર્વ વિકાસનું મૂળ યજ્ઞમાં છે.

આ નવો પાઠ આપણે બરાબર શીખી શકીએ તે માટે મહાન્ ગુરૂઓ આપણને યજ્ઞનાં કામો કરવાને આગ્રહ કરીને જણાવે છે અને તે સાથે એમ પણ બતાવે છે કે આવાં યજ્ઞોનાં કામોથી જીવનનું ચક્ર ચાલે છે, જેના પરિણામે સર્વ શુભ વસ્તુઓની આપણને પ્રાપ્તિ થાય છે. આ કારણથીજ આપણે જોઇએ છીએ કે હિંદુ

ધર્મમાં પાંચ યજ્ઞો કરવાનું ફરમાવવામાં આવ્યું છે, અને જગતના બધા જીવોના રક્ષણ અર્થે જરૂરના જે જે યજ્ઞો છે, તે સર્વનો તે પાંચયજ્ઞના મોટા વિસ્તારમાં સમાવેશ થઇ જાય છે.

આપણને શીખવવામાં આવ્યું છે કે અદૃશ્ય દુનિયાં–દેવલોકો સાથેનો આપણો સંબંધ દેવો પ્રત્યે યજ્ઞ કરવાથી ટકી શકે; અહીં પણ પરસ્પર આધારનો નિયમ જણાઇ આવે છે. આપણે તેમને આપીએ છીએ, તેઓ આપણને આપે છે, આ પ્રમાણે એક બીજાને પોષણ આપતા આપણે પરમ ફળ પ્રાપ્ત કરીએ છીએ.

પછી આપણે ઋષિયજ્ઞ વિષે શીખીએ છીએ. તે યજ્ઞ જ્ઞાનીઓ તરફ–મહાન્ ગુરૂઓ પ્રત્યે કરવાનો છે. તે અભ્યાસનો યજ્ઞ છે. અભ્યાસ કરીને આપણે એક પ્રકારનું દેવું વાળવાનું છે, અને જ્ઞાનીઓ તથા ઋષિઓ પ્રત્યેની આપણી જવાબદારી અદા કરવાની છે. અભ્યાસ કરીને, આપણે બીજાને શીખવવા માટે જ્ઞાન પ્રાપ્ત કરીએ છીએ, આ પ્રમાણે આપણે જ્ઞાન પરંપરા જાળવીએ છીએ, આ પ્રમાણે એક જમાનો બીજા જમાનાને જ્ઞાનનો વારસો સોંપે છે. તે પછી આપણે શીખીએ છીએ કે આપણે વડિલો પ્રત્યે યજ્ઞ ભુતકાળ પ્રત્યે, પૂર્વજો–પિતૃઓ પ્રત્યે યજ્ઞ કરવાનો છે. અને આપણને ભુતકાળમાંથી જે મળ્યું તે ભવિષ્યની પ્રજાને આપીને આપણે તે દેવું વાળવાનું છે; આવી જાતનો તે યજ્ઞનો હેતુ છે.

પછી મનુષ્યજાત ભણી આપણે યજ્ઞ કરવાનો છે. આપણને શીખવવામાં આવ્યું છે કે દરરોજ ઓછામાં ઓછા એક મનુષ્યને જમાડવો. આપણે જાણીએ છીએ કે યજ્ઞનું રહસ્ય ફક્ત એક ગરીબને ભોજન આપવામાંજ સમાઇ જતું નથી, તે મનુષ્યને ખવરાવવામાં આપણે તે યજ્ઞના નાથને ખવરાવીએ છીએ અને તે જ્યારે

જમે છે, ત્યારે તેનામાં રહેલી આખી મનુષ્યજાતિ જમે છે, જ્યારે પાંડવો જંગલમાં રહેતા હતા, અને તેઓ ભોજન જમી રહ્યા હતા, ત્યારે દુર્વાસા મુનિ ત્યાં આવી પહોંચ્યા, અને અન્ન માગ્યું, ત્યાં પાંડવો પાસે બિલકુલ ભોજન ન હતું, અને પછી યજ્ઞના નાથ-શ્રી કૃષ્ણ પોતે ત્યાં આવ્યા અને પાંડવોને અન્નની શોધ કરવા કહ્યું: અને શોધ કરતાં ચોખાનો એક દાણો જડી આવ્યો, જે તેમણે આરોગ્યો અને તેમની ભુખ મટી ગઇ, અને તેમની ભુખની તૃપ્તિ થતાં ટોળાબંધ યોગીઓનાં પેટ ભરાઇ ગયા. માટે મનુષ્ય-યજ્ઞનાં આ રહસ્ય છે. એક ભૂખ્યા ભીખારીને ખવરાવવામાં આપણે તે પ્રભુને ખવરાવીએ છીએ કે જે પ્રભુ સર્વમાં રહેલો છે, જે દરેક મનુષ્યનો અંતર્યામી છે, અને એક ગરીબ ભીખારીના રૂપમાં તેને ખવરાવવામાં આપણે આખી મનુષ્યજાતિને ખવરાવીએ છીએ.

છેવટે આપણે પશુ પ્રત્યે યજ્ઞ કરવાનો છે. દરરોજ બે ત્રણ પશુઓને નિયમ પ્રમાણે ખવરાવવામાં આપણે પશુ-સૃષ્ટિમાં રહેલા તે પશુઓના નાથને પોષીએ છીએ અને આ યજ્ઞથી પશુ-સૃષ્ટિ ટકી રહી છે.

યજ્ઞનું રહસ્ય અને યજ્ઞની ક્રિયા બાળમનુષ્યજાતિને શીખવવાને આ પ્રમાણે ભુતકાળમાં પાઠ શીખવવામાં આવ્યા હતા. અને આપણને જણાય છે કે આ પંચ યજ્ઞોના શબ્દાર્થ કરતાં તે યજ્ઞો પાછળ રહેલું રહસ્ય વધારે કીંમતી છે, અને તે યજ્ઞની—આત્મભોગની ભાવના સાથે આપણે કર્ત્તવ્યની ભાવનાને સામેલ કરીએ છીએ. જ્યારે યજ્ઞની ભાવનાને કર્ત્તવ્યની ભાવના સાથે જોડવામાં આવે છે—વણી લેવામાં આવે છે; ત્યારે વિકાસ પામતા જીવ આગળ નવું પર્યાયયું આવીને ઉભુ રહે છે. તમે કેટલાક કામો ફરજ તરીકે-કર્તવ્ય

તરીકે કરતાં શીખ્યા છે, હવે તમારે શીખવાનું કે યજ્ઞાર્થે જે કામ કરવામાં આવે તે સિવાયનાં બધાં કામોથી જગત્ બંધાય છે. તમારે શીખવું જોઈએ કે કર્મોના ફળની ઇચ્છા મનુષ્યને કર્મબંધનથી બાંધે છે, અને જો આવાં બંધનોથી આપણે મુક્ત થવું હોય તો સર્વત્ર કાર્યના ફળનો ભોગ આપતાં આપણે શીખવું જોઈએ.

**तदर्थं कर्म कौन्तेय मुक्तसंगः समाचर** ॥ ३-९

હે કૌન્તેય ! તું ફળની આસક્તિથી મુક્ત થઇ યજ્ઞાર્થે કામ કર. તે બીજું પગથિયું છે, આનો અર્થ એવો થતો નથી કે અમુક પ્રવૃત્તિઓ મનુષ્યની બાજી બધી પ્રવૃત્તિઓથી યજ્ઞાર્થે ભિન્ન રાખવાની છે, પણ કાર્યના ફળનો ત્યાગ કરીને સર્વ કાર્યો યજ્ઞની દૃષ્ટિએ જોવાના છે. જ્યારે આપણે કર્મ ફળનો ભોગ આપીએ છીએ, ત્યારે દુનિઆની સાથે આપણને બાંધનાર કર્મબંધનથી આપણે મુક્ત થઇએ છીએ, કારણ કે શું આપણા વાંચવામાં નથી આવ્યુ કે:—

**गतसंगस्य मुक्तस्य ज्ञानावस्थितचेतसः ॥**
**यज्ञायाचरतः कर्म समग्रं प्रविलीयते** ॥ ४-२३

આસક્તિ રહિત, મુક્ત, જ્ઞાનમાં સ્થિરવૃત્તિવાળો, અને યજ્ઞને માટે આચરણ કરનાર પુરૂષનાં સમગ્ર કર્મ નાશ પામે છે.

જે કામ યજ્ઞાર્થે કરવામાં આવે છે, તે સિવાયનાં બધાં કામોથી મનુષ્ય બંધાય છે. જ્યાં પ્રવૃત્તિ માર્ગનો અંત આવે છે, અને ગૃહભણી પાછા વળવાને જ્યાં નિવૃત્તિ માર્ગનો પ્રારંભ થાય છે, ત્યાં આ સંદેશનો આપણા કાનપર ધીમેથી અવાજ થવા લાગે છે. જ્યારે મનુષ્ય કર્મફળ ત્યાગ કરવાનો આરંભ કરે છે, જ્યારે તે સઘળાં કામ કર્મફળની સ્પૃહા વિના કર્તવ્ય તરીકે કરવા શીખ્યો

હોય છે. ત્યારે મનુષ્યના આત્માના વિકાસક્રમમાં એ ક્રમોટો કટાકટીનો પ્રસંગ આવે છે. જ્યારે તે કર્મફળનો યજ્ઞ કરતો હોય છે, તે સમયે હજુ એક ઉચ્ચ અવાજ તેના કાને પડે છે; જે પાઠ તેને નિવૃતિ માર્ગપર મુકનારો છે, તે ઉચ્ચ પાઠ તેના જાણવામાં આવે છે કેઃ—

**श्रेयान्द्रव्यमयाद्यज्ञाज्ज्ञानयज्ञः परंतप**
**सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते ॥ ४ ३-३**

હે પરંતપ ! દ્રવ્યના યજ્ઞ કરતાં જ્ઞાનયજ્ઞ વધારે ઉત્તમ છે, સર્વ કર્મ માત્ર જ્ઞાનમાં પરિપૂર્ણ સમાઇ જાય છે.

**तद्विद्धि प्राणिपातेन परिप्रश्नेन सेवया ।**
**उपदेक्ष्यंति ते ज्ञानं ज्ञानिनो तत्वदर्शिनः ।**

તે જ્ઞાન તું શિષ્યવૃતિથી, પ્રશ્નો કરીને અને સેવા કરીને જ્ઞાનીઓ પાસેથી જાણત ત્વદર્શી જ્ઞાનીઓ તને તે જ્ઞાનનો બોધ કરશે.

**यज्ज्ञात्वा न पुनर्मोहमेवं यास्यसि पांडव**
**येन भुतान्य शेषेण द्रक्ष्यस्यात्मन्यथो मयि ॥ ४-३५**

હે પાંડવ ! તે જ્ઞાન પ્રાપ્ત કરીને ફરીથી તું આ પ્રમાણે મોહ પામીશ નહિ. અને તે જ્ઞાનવડે તું સર્વ પ્રાણીઓને આત્મામાં અને મારામાં જોઇ શકીશ.

અહીં જે ઉપદેશ આપવામાં આવ્યો છે. તેમાં ખરો આધ્યાત્મિકતાનો ધ્વનિ નીકળી આવે છે. જ્ઞાનયજ્ઞવડે સર્વ જીવોને આપણે આત્મામાં અને આ રીતે પ્રભુમાં જોતાં શીખીશું. આ નિર્વૃત્તિ માર્ગ સૂચક ધ્વનિ છે. હવે વિકાસ પામતા જીવાત્માઓ આ પાઠ શીખવાનો છે.

હવે તે વિકાસ પામતા જીવાત્માના જીવનમાં એક કટાકટીનો પ્રસગ આવે છે. તે કાયફળનો ભોગ આપવાનો પ્રયત્ન કરતો હોય છે, તે રાગની વસ્તુ તરફ ઉદાસીન થવાના પ્રયત્ન કરતો હોય છે, ફળની આશક્તિ જવા લાગે છે, વૈરાગ્યથી તે રંગાય છે. તેનાપર ઉદાસીનતા છવાઇ જાય છે. તે જાણે ખાલી જગ્યામાં આમતેમ લટકતો હોય એવી તેની સ્થિતિ થાય છે. કાર્ય કરવાના સર્વ હેતુઓ જતા રહ્યા છે. પ્રવૃત્તિમાર્ગનું પ્રોત્સાહક તત્ત્વ ચાલ્યું ગયું છે. હજું નિવૃત્તિમાર્ગનું પ્રોત્સાહક તેને જડયું નથી. તેના દીલમાં સર્વ વસ્તુઓ પ્રતિ કટાળો છે. તે કર્તવ્ય નિયમથી થાકી ગયો લાગે છે, તે હજુ યજ્ઞના નિયમનું હાર્દ સમજ્યો નથી. આ ક્રાન્તિના સમયે—આકાશમાં લટકતી આ પળે-આ માયાવી આકારોની દુનિયા સાથે તો તેનો સબંધ જતો રહ્યો હોય એમ લાગે છે. પણ હજુ તેને ચેતનની દુનયા સાથે બીજી બાજુ સંબંધ થયો નથી.

એક મનુષ્ય એક ઉભી ટેકરીપરથી બીજી ઉભી ટેકરી પર એક નાના પૂલપરે જતો હોય, અને તેના પગલાની સાથે પૂલને નીચે નમતા જુએ, અને તેની જેવી સ્થિતિ થાય તેવી સ્થિતિ આ સમયે આ વિકાસ પામતા જીવાત્માની થાય છે. તે હવે પાછો આવી શકે નહિ તે હવે સામે કિનારે પહોંચી શકે નહિ. તે મોટી ખીણુપર શૂન્ય આકાશમાં અંતરિક્ષમાં લટકતો હતો એમ લાગે છે, સર્વ સાથેનો તેનો સબધ જતો રહ્યો હોય એમ જણાય છે.

હે ભીરુઆત્મા! આવી શૂન્યાવસ્થા આવે ત્યારે ભય પામતો ના, શાશ્વત તત્ત્વ સાથે સબધ થાય તે માટે ક્ષણિક વસ્તુઓ સાથેનો સંબધ છોડતાં જરાપણુ ગભરાતો ના. જેઓ આવી શૂન્ય સ્થિતિમાંથી પસાર થયા છે, અને તેની પેલીપાર ગયા છે, તેઓને

આ શૂન્ય સ્થિતિ પૂર્ણતામય લાગેલી છે, તેમણે જીવનનો જે નિયમ ઉચ્ચાર્યો છે. અને જે નિયમ પ્રમાણે હવે તારે ચાલવાનું છે. તે નિયમ સાંભળ.

"જે પોતાની જીંદગીને ચ્હાય છે, તે તે જીંદગી ખોશે, અને
જે પોતાની જીંદગી ખોશે, તે અનંત જીવનમાં તે
જીંદગી પાછી મેળવી શકશે"

અંતર જીવનની આ કસોટી છે. જ્યાં સુધી હલકાં તત્ત્વ સાથેનો સંબંધ છૂટે નહિ ત્યાં સુધી ઉચ્ચ તત્ત્વનો તમને કદાપિ અનુભવ થઇ શકે નહિ. હલકી વસ્તુઓનો સ્પર્શ જ્યાં સુધી તમને શબના સ્પર્શ તુલ્ય ન લાગે ત્યાં સુધી તમને ઉચ્ચ જીવનનો અનુભવ થઈ શકે નહિ. એક ઉભી ટેકરીને અઢેલીને એક નિસરણી મૂકવામાં આવી હોય, અને એક બાળક તે પર ચઢતો હોય છે. તે બાળક ઉપર રહેલા તેના મિત્રનો અવાજ સાંભળે છે, તે પિતા તેને ઉપર બોલાવે છે. તે તેના પિતા પાસે જવા ઇચ્છે છે પણ નીચે ઉંડી ખીણ જુએ છે, તેથી તે બન્ને હાથથી તે નીસરણીને વળગી રહે છે. તે અવાજ તેને જણાવે છે કે: "નીસરણી પકડવી છોડી દે, અને તારા માથા ઉપર ઉંચે તારા હાથ લંબાવ." પણ તે બાળક ભય પામે છે. તે બાલક વિચારે છે કે "જો હું નીસરણી છોડી દઉં તો શું નીચેના મોટા ઉંડા ખાડમાં ન પડું?" તે પોતાના માથા પર જોઇ શકતો નથી. હવા ખાલી જણાય છે પકડવા જેવું કાંઇ પણ નથી. તે સમયે પૂર્ણ શ્રદ્ધાનો સમય આવે છે. તે નીસરણી છોડી દે છે, તે શૂન્ય અવકાશમાં પોતાના ખાલી હાથ ઉંચે લંબાવે છે. અને જુઓ! તેના પિતાના હાથ તેના હાથને ઝાલી લે છે, અને પિતાનું બળ તેને ઉંચકીને પોતાની બાજુએ બેસાડે છે. ઉચ્ચ

જીવનનો આવો નિયમ છે. હલકાનો ત્યાગ કરવામાં ઉચ્ચની પ્રાપ્તિ થાય છે, અને આપણે જે જીંદગી જાણીએ છીએ, તેનો ત્યાગ કરવાથી અનંત જીવનના આપણે ભાગીદાર બનીએ છીએ.

જે શુન્યતામાં પ્રાકૃતિક જીવન અદ્દસ્ય થયું હોય છે, અને આત્મિક જીવનનો અનુભવ હજુ થયો નથી, તે શુન્યતાની સ્થિતિ કેવી ભયંકર છે, તેનો ખ્યાલ તે સ્થિતિમાં જેઓ પસાર થયા હોય તે સિવાય બીજું કોઈ જાણી શકે નહિ.

આ પ્રાકૃતિક જીવન અને આત્મિક જીવન વચ્ચે બીજો કોઈ માર્ગ નથી. તેમની વચ્ચે એક મોટો અખાત પડ્યો છે. ને ઓળંગવોજ જોઇએ. અને ગમે તેવુ વિચિત્ર લાગે છતાં તે તદ્દન નિરાધાર શુન્ય સ્થિતિ કે જ્યારે મનુષ્યને પોતાના એકલા પરજ આધાર રાખવો પડે છે, અને જ્યારે શાંત ખાલી જગ્યા સિવાય તેની આસપાસ કાંઇ હોતું નથી, ત્યારેજ તે જીવનની શુન્યતામાંથી શાશ્વત પ્રભુ પ્રકટે છે, અને જેણે વિનશ્વરના ઉમરાપરથી આગળ કુદવાની હિમ્મત ધરીને અનંતતાની અડગ ખડક ઉપર આવીને ઉભો રહે છે.

જેઓ ભુતકાળમાં આ આધ્યાત્મિક જીવનની સ્થિતિએ પહોંચ્યા હતા, તે બધાનો આવો અનુભવ છે. જ્યારે આપણા જીવનમાં એવો અખાત આવી પહોંચે ત્યારે આપણે શું કરવું તે બાબતમાં આપણને પ્રોત્સાહન અને હિમ્મત આપવાને તેઓ ઉપર પ્રમાણે નોંધ મુકી ગયા છે. આપણે શાસ્ત્રોમાં અને ઉંડા રહસ્યવાળાં બાહ્ય કાર્યોમાં વાંચીએ છીએ કે જ્યારે શિષ્ય ગુરૂ પાસે જતો ત્યારે તે પોતાની સાથે સમિધ્ લઇ જતો હતો. આ સમિધ્ એટલે શું? જે આકારના જીવનને લગતું છે. જે મનુષ્યના અંગત હલકા સ્વભાવને લગતું છે, તે સર્વ સમિધ્થી સૂચવાતું હતું.

તે સર્વની યજ્ઞના અગ્નિમાં આહૂતિ આપવી જોઇએ. કાંઇ પણ વસ્તુ બાકી રાખવાની નથી. તેણે પોતાના હલકા સ્વભાવને બાળી નાખવો જોઇએ, અને તેણે જાતે તે અગ્નિ સળગાવવો જોઇએ. તેણે પોતે પોતાની જાતની આહૂતિ આપવી જોઇએ.

આ કામ તેને વાસ્તે બીજો કોઇ કરી શકે નહિ. માટે ઐહિક જીંદગીને છોડી દો, અને પૂર્ણ રીતે તે અર્પણ કરો. તમારા જ્ઞાન પ્રમાણે કોઇ પણ વસ્તુને પાછળ જીવતી રાખતા ના. સ્મશાનના નાથ ( મહાદેવ ) ને બુમ પાડીને જણાવો કે યજ્ઞ-વેદી ઉપર આહૂતિ પડી છે, અને સર્વ ભક્ષી અગ્નિથી જરા પણ પાછા પડતા ના. તે શૂન્યતાની તદ્દન નિરાધાર દશામાં નિયમ પર વિશ્વાસ રાખજો; કારણ કે નિયમ તમને દગો દેશે નહિ. જો યજ્ઞનો નિયમ આખા વિશ્વનો ભાર સહન કરવાને સમર્થ હોય તો મારા જેવા એક પરમાણુના ભારથી શું તે નમી જશે? તેના પર વિશ્વાસ રાખી શકાય તેવો પ્રબળ તે નિયમ છે. આખા વિશ્વમાં સૌથી પ્રબળ તેજ નિયમ છે. યજ્ઞનો નિયમ આપણને જણાવે છે કે આત્માનું જીવન લેવામાં નહિ પણ આપવામાં, ગ્રહણ કરવામાં નહિ, પણ રેડવામાં, માલીકી મેળવવામાં નહિ પણ પોતાની જાત અર્પણ કરવામાં, પોતાની પાસે જે કાંઈ હોય તે પૂર્ણ રીતે આપવામાં આવે છે; તેને પૂર્ણ શ્રદ્ધા હોય છે કે દિવ્ય જીવનની પૂર્ણતા તેની અંદર પ્રવેશ કરશે.

અને જુઓ કે આ કેટલું સ્વાભાવિક છે. હવે અક્ષય જીવનની પ્રાપ્તિ થાય છે, અને તે પ્રભુની અમર્યાદિત પુર્ણતામાંથી નિરંતર વહીજ કરે છે. શરીરો-આકારો મર્યાદિત છે, અને જીવન અમર્યાદિત છે. અને તેટલા માટે આકારો-શરીરો ગ્રહણ કરીને જીવે છે, અને જીવ આપીને જીવે છે. જે આપણી પાસે હોય, તે સર્વ જે

પ્રમાણમાં આપીને આપણે ખાલી બનીએ, તે પ્રમાણમાં દિવ્ય પૂર્ણતાને આપણી અંદર પ્રવેશ કરવાને જગા મળે છે, અને આપણે કદી પણ ભરાયા ન હતા, તેટલા ભરાઇએ છીએ તેટલા માટે નિર્વૃત્ત માર્ગનું મુખ્ય લક્ષણ 'ત્યાગ' છે. જેવી રીતે 'ગ્રહણ કરવું, એ પ્રકૃતિના બનેલા આકારોનું રહસ્ય છે, તેમ 'ત્યાગ' એ જીવનનું રહસ્ય છે.

આપણે આ યજ્ઞનો નિયમ શીખવોજ જોઇએ. જરા પણ આનાકાની વિના આપવું અને ફરી ફરીને આપવુ. આ આપવાથી અને માત્ર આપવાથીજ આપણે જીવીએ છીએ.

જ્યારે આપણે પ્રથમ નિવૃત્તિ માર્ગમાં પ્રવેશ કરીએ છીએ. અને જ્યાં 'ત્યાગ' એ આપણને દોરનારો ભોમીઓ બને છે, ત્યાં તે 'ત્યાગ' નો અવાજ આપણા કાનને હુંફ વગરનો અને સખ્ત લાગે છે, તે ત્યાગનો દેખાવ આપણને ભય ઉપજાવે તેવો જણાય છે.

તે 'ત્યાગ' નો બાહ્ય દેખાવ ગમે તેવો હોય, તે છતાં તેના પર વિશ્વાસ રાખો અને આત્મભોગથી આપણને પ્રથમ દૃષ્ટિએ દુઃખ શા સારૂ થાય છે, તે સમજવા પ્રયત્ન કરો.

આકારની દૃષ્ટિએ યજ્ઞ એટલે આકારોનો નાશ, વસ્તુઓનું નાખી દેવુ એવો અર્થ થાય છે, અને આકારમાંથી જીવન જતુ રહેવા લાગે છે, એટલે તે આકાર જે જીવનથી તની હવાતી હતી, તે જીવનને માંહેથી ખેંચાતું જોઇ ચિંતા અને ભયથી બોલી ઉઠે છે. અને તેથી આપણે યજ્ઞ—ત્યાગને દુઃખરૂપ માનવા લાગ્યા છીએ. કારણ કે તે આપવાના—ત્યાગ કરવાના કામમાં ભય અને ઉદ્વેગ થાય છે, અને જ્યાં સુધી આપણે આકાર સાથેની આપણી એકતાને વળગી રહીશું, ત્યાં સુધી આમ બનવાનુંજ.

જે જીવન વિવિધ આકારોમાં રહેલા એકને જુએ છે, તે આત્મિક જીવન જ્યારે આપણે ગાળવાનો આરંભ કરીશું, ત્યારે પરમ આધ્યાત્મિક સત્ય આપણી જ્ઞાનચક્ષુ આગળ ખડું થાય છે કે 'આપવું' તે તે દુઃખ નહિ પણ આનંદ છે; અને આકારને દુઃખમય લાગે છે તે આત્માને જે આપણું ખરૂં જીવન છે તેને-આનંદરૂપ લાગે છે તે વખતે આપણે જોઇ શકીએ છીએ કે યજ્ઞનું સ્વરૂપ જે ભયંકર લાગતું હતું તે કેવળ ભ્રમ હતો. તેના કરતાં જે સ્વતંત્ર આત્મા પોતાનું જીવન બહાર રેડીને પરમાત્મા સાથે એક અનુભવે છે, તેનું સુખ દુનિયા આપી શકે તેવા કોઇ પણ સુખ કરતાં વધારે તીવ્ર હોય છે, ધન અને સત્તાથી જે ખુશાલી ઉપજે, તેના કરતાં તેની ખુશાલી અધિક હોય છે, અને તેનો આનંદ જગતના કોઇ પણ આનંદ કરતાં વધારે આનંદમય હોય છે. વળી તે જાણે છે કે હવે તે એકાદ આકારની મર્યાદામાં રહેવાને બદલે અનેક આકારોમાં રહી શકે છે, અને ઘણી પ્રણાલિકાઓ દ્વારા તેનું જીવન વહે છે.

જેઓએ એકતાના જ્ઞાનનો અનુભવ કર્યો છે, અને જેઓ મનુષ્ય જાતિના નાયકો, મદદગારો અને રક્ષકો બન્યા છે. તેવા મનુષ્ય જાતિના ઉદ્ધારકોનો આનંદ આવા પ્રકારનો હોય છે. પગથીયે પગથીયે, ધીમે ધીમે, તેઓ ઉંચે અને ઉંચે ચઢયા છે, તેઓએ તે ઉપર જણાવેલો શુન્યતાનો અખાત ઓળંગ્યો છે, અને તે અખાતની બીજી બાજુએ તેઓએ પગ મૂકયો છે. જીવનની સત્યતાનું ભાન તેઓને થયું છે, અને શુન્યતાની અખાતમાં જ્યાં તેઓ થોડા સમયને સારૂં પોતાની જાતને ભુલી ગયા હતા, તેને સામે તીરે તેઓ પોતાને આકારોની દુનિયાની ઉપર જોવા લાગ્યા. ઉચ્ચ દૃષ્ટિ બિન્દુથી જોતાં બધા-આકારો એક આત્મા-એક જીવનનાં વિવિધ વાહનો છે. તેઓને ચિંત્વ

આનંદ સાથે અનુભવ થયો છે કે આત્મા અસંખ્ય આકારોમાં પ્રકટ થઇ શકે, અને કોઇપણ આકાર વચ્ચે ભેદભાવ જાણે નહિ, પણ બધા આકારોને એકજ આત્માની પ્રણાલિકા રૂપ ગણે.

આ કારણથીજ જગદુદ્ધારકો મનુષ્ય જાતિને મદદ કરી શકે, અને પોતાના નિર્બળ બંધુઓને પ્રબળ બનાવી શકે.

જ્યાં સર્વ આત્માઓ એક જણાય છે, એવી સ્થિતિએ પહોં- ચવાથી સર્વ આકારો તેના પોતાના લાગે છે. તે દરેક આકારમાં પોતાને જુવે છે, તે આનંદી સાથે આનંદ લઇ શકે, દુઃખી સાથે દુઃખ અનુભવી શકે, તે નિર્બળની સાથે નિર્બળ બની શકે, અને સબળ સાથે સબળ બની શકે—સવ તેના પોતાના ભાગો છે.

ધર્મિષ્ટ અને પાપી તેને સમાન લાગે છે. તેને એક ઉપર રાગ નથી, બીજા ઉપર દ્વેષ નથી, તે જોઇ શકે છે કે દરેક પગથીયે એકજ આત્મા કામ કરી રહ્યો છે–તેનું પોતાનું જીવન કામ કરી રહ્યું છે, તે પોતાને પત્થરમાં, પશુમાં, જંગલીમાં, તેવીજ રીતે સંતમાં અને જ્ઞાનીમાં જુએ છે અને સર્વ સ્થળે એકજ જીવન જુએ છે અને પોતે તે જીવન છે, એમ જાણે છે. તો પછી ભયને વાસ્તે ક્યાં સ્થાન છે ? તો પછી ઠપકાને વાસ્તે ક્યાં અવકાશ છે ? એક આત્મા સિવાય બીજું કાંઇ છેજ નહિ, અને ભય આપવાને અથવા સામું થવાને તે સિવાય બીજું કાંઇ છેજ નહિ.

તેજ ખરી શાંતિ છે, અને કેવળ તેજ ખરૂ જ્ઞાન છે. આત્માને જાણવો તેજ ખરી આધ્યાત્મિકતા છે અને તે જીવનંજ આનંદ અને શાંતિરૂપ છે.

આ પ્રમાણે યજ્ઞનો નિયમ, જે જીવનનો નિયમ છે, તેજ આન- ંદનો નિયમ છે, અને ગ્રહણ નહિ કરવામાં અને આપવામાં જે

આનંદ છે, તેના કરતાં વધારે તીવ્ર આનંદ બીજા કશામાં નથી; અને કોઇપણ પરિમિત આનદ આત્માપણુના આનંદ જેવો નથી.

જો એક ક્ષણવાર પણ આધ્યાત્મિક જીવનનો ઝાંખો પ્રકાશ પણ આપણે મેળવી શકીએ તો આ ક્ષણિક દુનિયાનું ખરૂં પ્રમાણ આપણા સમજવામાં આવે, અને જગત જેને કિંમતી ગણે છે તે સર્વની અસારતા તરતજ આપણા કળ્યામાં આવશે. યજ્ઞનો નિયમ કહો કે જીવનનો નિયમ કહો કે આનંદનો નિયમ કહો કે શાંતીનો નિયમ કહો, પણ તે એકજ છે, અને આ મહાવાકયમાં તે સમાઇ જાય છે કે " હું તે તું છું, અને તું તે હું છું. "

હવે આપણે એ ક્ષણવાર ઉચ્ચભાવનાને આપણી દરરોજની ભુમિકામાં લાવીએ અને આ યજ્ઞનો નિયમ જ્યારે આપણા જીવનમાં કામ કરવા લાગે, ત્યારે બાહ્ય દુનિયામાં તે કેવા રૂપમાં પ્રકટ થાય તે આપણે તપાસીએ.

આપણે એક પળને વાસ્તે પણ આત્માની એકતા અનુભવવાનો પ્રયત્ન કર્યો છે. આપણે જ્ઞાનના ગ્રંથનો એક શબ્દ કે એક અક્ષર શીખ્યા છીએ. ત્યારે આપણે આપણા માનવબંધુઓ તરફ કેવી રીતે વર્તીશું ? આપણે કોઇ મનુષ્યને નીચો, અધમ, અજ્ઞાન અથવા અપવિત્ર જોઇએ છીએ, સગપણના કે ભુતકાળના કર્મના કોઇ ખાસ સંબંધથી આપણે તેની સાથે જોડાયા નથી. તેમજ જેને ફરજ ગણી શકીએ, તેવા કોઇ કારણથી પણ આપણો અને તેનો સંબંધ નથી. પણ યજ્ઞના નીયમથી આત્માનું ઐક્ય અનુભવ્યા પછી જ્યારે આપણે તે માનવ કુંટુંબના બહિષ્કૃત મનુષ્યને જોઇએ છીએ, ત્યારે આપણે તેનામાં આત્માને જોઇએ છીએ, તેનું શરીર અદૃશ્ય થાય છે, અને આપણને લાગે છે કે આપણે તેજ મનુષ્ય છીએ, અને

તે મનુષ્ય તેજ આપણે છીએ. માટે દુનિયાના મનુષ્યમાં જે તિરસ્કાર હોય તેને બદલે અહીં દયા પ્રકટે છે. દ્વેષનું સ્થાન પ્રેમ લે છે. બેદરકારીની બદલે માયાળુતા પ્રસરે છે, અને આ પ્રમાણે તે યજ્ઞ કરનાર તેના આસપાસના મનુષ્યો તરફ દયાની વૃત્તિ પ્રકટ કરે છે, તે બાહ્ય આકારનું અનાકર્ષક તત્ત્વ જોતો નથી; પણ તે આકારમાં બિરાજતા આત્માની સુંદરતા પિછાને છે.

આવો યજ્ઞ કરનાર જ્ઞાની છે, અને તે ધારો કે કોઇ અજ્ઞાનીના સંબંધમાં આવે છે, જ્ઞાની મનુષ્યને અજ્ઞાની મનુષ્ય તરફ ઉત્પન્ન થતો તિરસ્કાર શું તેના મનમાં આવે છે? અને તેના કરતાં પોતે મોટો હોય, અને તેનાથી તદ્દન ભિન્ન હોય એમ શું પોતાને ગણે છે? તે પોતાના જ્ઞાનને પોતાની ખાનગી મિલકત રૂપ ગણતો નથી; પણ સર્વની સામાન્ય મિલકતરૂપ ગણે છે. અને બીજા શરીરોમાં રહેલા અજ્ઞાનીઓ તે પોતાના જુદા શરીરમાં રહેલું જ્ઞાન વ્હેંચી આપે છે, અને કોઇ પણ જાતનો ભેદભાવ રાખ્યા સિવાય તે આ કામ કરી શકે છે, કારણકે આત્મા એક છે.

અને પ્રાકૃતિક દુનિયાના બીજા ભેદોના સંબંધમાં પણ આવોજ નિયમ લાગુ પડે છે, જે યજ્ઞના નિયમ પ્રમાણે જીવન ગાળે છે તે આત્માનું ઐક્ય સ્વીકારે છે, અને તે અંદરના આત્મામાં નહી પણ તે આત્માને ઝીલનારાં પાત્રોમાં ભેદભાવ જુએ છે તેથી તે પોતાના ભિન્નપાત્રમાં જે જ્ઞાન અને વિજ્ઞાન એકઠું કરે છે, તે બીજાઓ જો કે વ્હેંચવા માટેજ કરે છે અને તે જુદા જીવનની ભાવના ભુલી જાય છે, અને વિશ્વના જીવનનો એક ભાગ બની જાય છે.

જેમ જેમ તેને આ બાબતનો અનુભવ થાય છે, અને તે જાણે છે કે શરીરની કીંમત ઉચ્ચ તત્ત્વની–તે ઉચ્ચ જીવનની પ્રણા-

ભિકા થવામાં રહેલી છે, તેમ તેમ તે એકતા સિવાયના બીજા બધા વિચારોથી પર જાય છે, અને આ આખી દુઃખ ભોગવતી દુનિયાના ભાગરૂપ પોતાને ગણવા લાગે છે તે વખતે તેને લાગે છે કે દુનિઆના દુઃખો તે મારા દુઃખો છે, દુનિયાનાં પાપો તે મારા પાપો છે. મારા બંધુઓની નિર્બળતાઓ તે મારી નિર્બળતાઓ છે. આ પ્રમાણે તે એકતા અનુભવે છે, સર્વ ભેદોની પાછળ રહેલા એક આત્માને જોઇ શકે છે.

ફક્ત આજ રીતે આપણે અનંતકાળમાં જીવી શકીએ.

**મૃત્યોઃ સમૃત્યુમાપ્નોતિ યઇહનાનેવ પશ્યતિ.**

શ્રુતિ જણાવે છે કે જે નાનાત્વ—ભેદભાવ જુએ છે તે મરણ પછી મરણની સ્થિતિમાં ગયાજ કરે છે. જે મનુષ્ય ભેદભાવ જુએ છે, તે દરરોજ મરી રહ્યો છે; કારણ કે તે આકારમાં રહે છે. જે આકાર દર પળે ક્ષય પામતોજ હોય છે અને તેટલા માટે તે મરણાધીન છે પણ તે આત્મામાં જીવતો નથી કે જે જીવનરૂપ છે.

હે મારા બંધુઓ! જે પ્રમાણમાં તમે અને હું દરેકની વચ્ચે રહેલા ભેદભાવને ભુલી જઇને, જીવનનું ઐક્ય અનુભવીશું, અને સર્વમાં એક સામાન્ય જીવન છે તે જાણીશું, અને કોઇને પોતાના ભાગ વાસ્તે અભિમાન ધારણ કરવાનો હક્ક નથી, અને બીજાના ભાગ કરતાં પોતાનો ભાગ જુદો છે, એમ ગર્વ કરવાનો અધિકાર નથી. આમ જે પ્રમાણમાં આપણે સમજીશું તે પ્રમાણમાં આપણે આધ્યાત્મિક જીવન ગાળીશું.

જે જ્ઞાન ઋષિઓએ આપ્યું છે તેનું આ અંતિમ વચન છે, પરાકાષ્ઠ છે. આ કરતાં જરાપણ ન્યૂન હોય તે આધ્યાત્મિક ગણાય

નહિ. આ કરતાં જરાપણ ન્યૂન હોય તે ખરૂં જ્ઞાન ગણાય નહિ.
આ કરતા જરાપણ ન્યૂન હોય તે ખરૂં જીવન ગણાય નહિ.

જે જીવન ભેદભાવ જાણતું નથી અને જે ભિન્નતા સ્વીકારતું નથી, તે જીવનની ભવ્યતા અને સુંદરતાનો ઝાંખો પ્રકાશ જે ગુરૂદેવની કૃપાથી મેં કાંઇક અનુભવ્યો છે તેનું એક કિરણ મારી વાણીના ચાતુર્યથી અથવા લાગણીના પ્રાબલ્યથી જો હું તમને એક ક્ષણવાર પણ બતાવી શકું તો તેની ભવ્યતાની સુંદરતાથી તમારાં હૃદયો એટલાં બધાં આકર્ષાય કે જીવનની એકતાના અનિર્વચનીય આનંદ આગળ પૃથ્વીની સર્વ સુંદરતાઓ કેવળ કદ્રુપી લાગે, પૃથ્વીનું સવ સોનું કચરા સમાન લાગે અને દુનિયાના સઘળા ખજાનાઓ રસ્તા ઉપરની ધૂળ સમાન જણાય.

એકવાર આ અદ્‌ભુત દર્શન થયા પછી પણ મનુષ્યોના ભિન્ન ભિન્ન જીવનો વચ્ચે ઇન્દ્રિયોના મોહ વચ્ચે અને મનની ભ્રાન્ત વચ્ચે તે દર્શન ટકાવી રાખવું ઘણું મુસ્કેલ હોય છે. પણ એકવાર પણ—એક ક્ષણ પણ જો તેનું દર્શન થાય તો આખી દુનિયા તેને વાસ્તે બદલાઇ જાય છે. અને આત્માની ભવ્યતા જોયા પછી તે સિવાયનું બીજા પ્રકારનું જીવન જીવવા યોગ્ય લાગતું નથી.

સર્વ જીવનો પાછળ રહેલા જીવનના, સર્વ આત્માઓની પાછળ રહેલા આત્માનો અદ્‌ભુત સાક્ષાત્કાર કેવી રીતે આપણે ખરા બનાવીશું; કેવી રીતે આપણા જીવનના એક ભાગરૂપ બનાવીશું. દરરોજના જીવન વ્યવહારમાં નાનાં નાના સ્વાર્થ ત્યાગનાં કામો કરીને, આપણા દરેક વિચારમાં, શબ્દમાં અને કાયમાં તે એકતા પ્રમાણે જીવન ગાળીને, અને તે એકતા ઉપર પ્રેમ રાખીને આપણે તે કામ કરવાનું છે.

આપણે આ બોલવાનું નથી. પણ દરેક પ્રસંગે આચારમાં મુકવાનું છે. બીજાઓને આગળ મુકવા જોઇએ, અને આપણી જાતને પાછળ મુકવી જોઇએ. આપણે બીજાની જરૂરીઆતો સમજવી જોઇએ અને પુરી પાડવા પ્રયત્ન કરવો જોઇએ. આપણા હલકા સ્વભાવની માગણીઓ પ્રત્યે દુર્લક્ષ રાખવું જોઇએ અને તે સાંભળવાની ના પાડવી જોઇએ અને જ્યાં સુધી પર્વતના શિખરે ન પહોંચાય ત્યાં સુધી દર કલાકે, દર દિવસે, દર વર્ષે આપણે ઉપર પ્રમાણે ઉપર પ્રમાણેનુ જીવન ગાળવાને નમ્રતાથી, ધીરજથી અને ખંતથી પ્રયત્ન કરવો જોઇએ.

આપણે ' મોટા સ્વાર્થ ત્યાગ ' ની વાતો કરીએ છીએ. જે મહાત્માઓને પગે પડીએ છીએ તે મહાત્માઓએ ' મોટા સ્વાર્થનો ત્યાગ ' કર્યો છે, એમ બોલીએ છીએ. જ્યારે તેઓ નિર્વાણના ઉમરા ઉપર આવી ઉભા અને દુઃખથી પીડાતા જગતની બુમ સાંભળીને મદદ કરવા આવ્યા, તેજ વખતે તેમણે આ " મોટો સ્વાર્થભોગ " આપ્યો હતો, એવો ખ્યાલ કદાપિ લાવશો નહિ. માટે તે જ વખતે ખરો અને " મોટો સ્વાર્થભોગ " આપ્યો હતો એમ કાંઇ નથી.

તેઓએ પોતાના પુર્વના સેકંડો ભવોમાં તેવો જાતિભોગ આપ્યો હતો. દરરોજના જીવન વ્યવહારમાં નાની નાની બાબતોમાં સ્વાર્થત્યાગની કરીને, નિરંતર દયા બતાવીને, અને દરરોજના સામાન્ય કાર્યોમાં પણ જાતિભોગ આપીને—આવી રીતે તેઓએ ' મહાન સ્વાર્થ ત્યાગ ' કર્યો હતો. તેઓએ નિર્વાણના દરવાજા આગળ છેલ્લી ઘડીએજ આ કામ કર્યું ન હતુ; પણ તેઓએ

સંખ્યાબંધ જીંદગીમાં એક સરખી રીતે સ્વાર્થભોગ આપવાનું ચાલુ રાખ્યું હતું.

આ સ્વાર્થભોગ તેઓએ એટલી બધીવાર આપ્યો હતો કે આત્મભોગએ તેમનું જીવન થઇ રહ્યું હતું, અને તે એટલે સુધી કે છેલ્લી પળે જ્યારે પસંદગી કરવાનો સમય આવ્યો ત્યારે ભુતકાળના આત્મભોગની આ વિશ્વના દફતર ઉપર નોંધ રાખવા સિવાય બીજું કાંઇ તેઓને સૂઝયું નહિ.

મારા બંધુઓ! આપણને પણ એવી ઇચ્છા થતી હોય તો ચાલો, તમે અને હું આજથી તે ' મહાન્ સ્વાર્થત્યાગ 'નું કામ આરંભીએ પણ જો આપણે આપણા દરરોજના જીવનવ્યવહારમાં આપણા જાતિભાઇ સાથેના આપણા સંબંધમાં તેનો આરંભ ન કરીએ તો યાદ રાખજો કે જ્યારે આપણે પર્વતની ટોચે ઉભા રહીશું ત્યારે તે આપણે કરી શકીશું નહિ. દરરોજ સ્વાર્થ ત્યાગ કરવાની ટેવ, લેવા કરતાં આપવાની ટેવ જો આપણે પાડતા રહીએ, તો બાહ્ય જગત્ જેને " મહાન્ સ્વાથ ત્યાગ " કરે છે તે કરવાને આપણે શીખીશું.

બહાદુરીનાં મોટાં કામોનાં આપણને સ્વપ્ન આવે છે; મોટી કસોટીઓમાંથી પસાર થવાનું આપણે ધારીએ છીએ. વળી આપણે વિચારીએ છીએ કે મુમુક્ષુનું જીવન ભારે કસોટીઓમાંથી ભરેલું હોય છે કે કસોટીઓ વાસ્તે તે મુમુક્ષુ તૈયાર રહે છે, આંખો ઉઘાડી રાખી તે તરફ જાય છે, અને એક મોટા પ્રયત્નથી-એક મોટા યુદ્ધથી-તે વિજયની ટોચે જઇ પહોંચે છે.

આવું આવું આપણે ધારીએ છીએ, પણ બંધુઓ! ખરી વાત એમ નથી. મુમુક્ષુનું જીવન સંખ્યાબંધ નાના નાના સ્વાર્થ ત્યાગના

કામોથી ભરેલું હોય છે. તે જીવન નાની નાની બાબતોમાં સમાયેલા સંખ્યાબંધ આત્મભોગનું બનેલું હોય છે.

ઉચ્ચ તત્ત્વ સર્વ જીવતું રહે, તે માટે હલકા તત્વનો વારંવાર ભોગ આપવો એજ મુમુક્ષુનું જીવન છે. આખા જગતને ચકીતને કરે તેવા બહાદુરીના એકાદ કામથી કાંઈ મહાત્માના શિષ્ય થવાનું નથી. મુમુક્ષુએ પોતાના ગૃહમાં, નગરમાં, ઓફિસમાં, બજારમાં અને બીજા મનુષ્યો સાથેના સામાન્ય વ્યવહારમાં મુમુક્ષુ તરીકેનું જીવન ગાળવું જોઇએ. જેમાં મનુષ્ય સ્વાર્થ તદ્દન ભુલી જાય છે, સ્વાર્થત્યાગ એટલો બધો સામાન્ય થઇ પડે છે કે તેને માટે કાંઇ પ્રયત્ન કરવો પડતો નથી, અર્થાત્ સ્વાર્થ ત્યાગ એ સ્વાભાવિક ગુણ થઇ પડે છે, તેજ ખરૂં આત્મભોગનું જીવન ગણી શકાય. જો આપણે દરરોજ ખંતથી એવું નિઃસ્વાર્થ અને આત્મભોગનું જીવન ગાળીએ, બીજાઓના ભલા વાસ્તે જો આપણે આપણા હૃદયનો પ્રેમ વ્હેવરાવીએ, તો એક દિવસ આપણે, ઉત્ક્રાન્તિક્રમના પર્વતની ટોચે ઉભા રહીશું, અને તે વખતે 'મહાન્ સ્વાર્થત્યાગ' સિવાય બીજું કાંઇ પણ સંભવિત હોય, એવો વિચાર સરખો કર્યા સિવાય આપણે તે કામ કરી શકીશું. સવને શાંતિ હો !





# પ્રકરણ ૫ મું.

## પવિત્રતાનું આધ્યાત્મિક બળ.

પવિત્રતાની પ્રશંસા આપણે સર્વ સ્થળે સર્વ ધર્મોમાં અને સર્વ મનુષ્યોને મુખે સાંભળીએ છીએ. આત્મ માર્ગમાં આગળ વધવા ઇચ્છનાર અભ્યાસીને તે અનિવાર્ય સાધન છે. પવિત્રતા સિવાય કોઇપણ જાતનો ખરો આત્મિક વિકાસ થઇ શકેજ નહિ. મનુષ્યમા બીજા બધા ગુણો હોય, પણ જો પવિત્રતાનુંસાધન ન હોય તો તે આગળ વધી શકેજ નહિ.

સામાન્ય મનુષ્ય મોટે ભાગે ઇંદ્રિયોના વિષયોમાં રમ્યાં કરે છે જંગલી મનુષ્યની સ્થિતિમાં તો ઇંદ્રિયોના વિષયો સિવાય અન્ય કોઇ બાબત તેનું ધ્યાન ખેંચતી નથી. તે સ્થુલ લાગણીઓ, વિકારો અને ઇચ્છાઓનો ગુલામ હોય છે. જેમ વિકાસ વધતો જાય તેમ ઘણા ભવોમા અનુભવ લઇ જીવાત્મા આગળ વધે છે, તેમ મન તત્વ ખીલતું જાય છે અને છેવટે તે મનમાં રમે છે, અને માનસિક સુખો શારીરિક સુખો કરતાં તેને વિશેષ મહત્વના લાગે છે. છેવટે આગળ વધતા એવો પણ સમય આવશે કે આત્મિક આનંદ આ શારીરિક

તેમજ માનસિક સુખો કરતાં વધી જશે. પણ ઘણા લાંબા સમય સુધી મનુષ્ય ધીમે ધીમે એકેક પગથિયું વધતો જાય છે. જો કે તે નીચલા પગથિયા પર બંધાયલો હોય છે. છતાં ઉપરનું પગથિયું તેને આગળ દોરતું હોય એમ જણાય છે. જ્યારે મનુષ્યને એમ લાગે છે કે હવે કુદરતની સાથે સમજપૂર્વક કામ કરી શકે, અને જ્યારે તે પોતાનો વિકાસ પોતાના હાથમાં લેવા માંડે છે, અને આ વાતને ચોકસ રીતે અંગીકાર કરવા ઇચ્છે છે. ત્યારે તેના હલકા સ્વભાવ સાથે તેને યુદ્ધમાં ઉતરવુ પડે છે અને આ યુદ્ધ કેટલા સમય સુધી ચાલશે. તેનો આધાર તેની પોતાની ઇચ્છા શક્તિ પર જેટલો રહેલો છે, તેટલોજ તેની આ બાબતની જાગ્રની વૃત્તિપર રહેલો છે.

જ્યારે ઉચ્ચ જીવનના અભ્યાસીને લાગે છે કે પ્રથમનું ઇંદ્રિય વિષયક જીવન ગુલામગીરી જેવું હતુ અને તેની સાથે એવી ઝાંખી પણ થાય છે કે તે ઇન્દ્રિય વિષયક જીવન કરતાં વિશેષ ઉત્તમ પ્રકારનું કાંઇક જીવન હોવું જોઇએ, અને તે મેળવવાને તે નિશ્ચય કરે છે તે વખતે જુના બંધનોનું બળ કેટલું હતું તેનો તેને ખ્યાલ આવે છે કેટલીક વૃત્તિઓને તે સર્વથા નિર્મૂળ કરવા માગે છે, પણ તે વૃત્તિઓ વખતો વખત પોતાનો પ્રભાવ તેને જણાવે છે. તે અમુક વિકારોને મરી ગયેલા માનતો હતો, પણ હવે તેને જણાય છે કે વિકારો ફક્ત ઉંઘતા હતા.

કેટલાક આવેશોને તે વશ થયેલા માનતો હતો. પણ તે તેને જરાપણ ચેતવણી આપ્યા વિના તે પ્રગટી નીકળે છે. અને તેના મનની સમતોલવૃત્તિ નાશ પામે છે. કેટલાક અનિષ્ટ વિચારો તેના મનમાંથી સર્વથા નાશ પામેલા તે ગણતો હતો, પણ તે એકાએક તેના મનમાં પ્રકટી નીકળે છે.

આપણા હલકા સ્વભાવપર જય મેળવવાની પ્રબળ ઇચ્છા છતાં ઉચ્ચ જીવન ગાળવાની પ્રબળ આકાંક્ષા છતાં, અને તે મેળવવાનો જીગરનો પ્રયત્ન હોવા છતાં આપણે ત્વરાથી કેમ વિજય મેળવતા નથી ? જ્યારે આપણે માનીએ છીએ કે આપણા સુખને સારૂ તે હલકી વૃત્તિઓનો ત્યાગ કરવો આવશ્યક છે, અને તે ત્યાગને સારૂ ખરા હૃદયથી ઇચ્છીએ છીએ, છતાં તે સિદ્ધ કરવાને ઘણા લાંબા કાલના પ્રયત્નની શી જરૂર છે ? તેનું ખરૂં કારણ એ છે કે અડચણ આપણાં શરીરોમાં છે. આત્માએ તો ઉચ્ચ જીવન ગાળવાનો નિશ્ચય કર્યો છે, જીવાત્માએ પોતાના જાગ્રત ચૈતન્ય ઉપર પણ આ વિચાર મોકલ્યો છે, અને તેથીજ આ ઇંદ્રિયોની ગુલામગીરીમાંથી છૂટવાની ઇચ્છા તેના હૃદયમાં જાગવા પામી છે, પણ આપણે પ્રકૃતિના બનેલા શરીરોને લક્ષમાં લેવાનાં છે, અને શરીરો એકદમ બદલાય નહિ.

શરીરો તે હલકી વૃત્તિઓના આશ્રમસ્થાનરૂપ–કિલ્લારૂપ ઘણા સમયથી બનેલા છે; અને આ કિલ્લાપર એકદમ હલ્લો લઈ જઇ શકાય તેમ નથી. ફક્ત તેને ઘેરો ઘાલી ધીમે ધીમે કિલ્લો સર કરવો જોઇએ.

આપણે આપણા મકાનને તદ્દન નવા રૂપમાં બાંધવા માગતા હોઇએ, અને જે ક્રિયા કરવી પડે, તેવીજ ક્રિયા આ સ્થૂલ અને સૂક્ષ્મ શરીરોના ફેરફારોને વાસ્તે આવશ્યક છે. ઉચ્ચ જીવન ગાળ-વાની ઇચ્છા થાય છે, ત્યાંજ ઘર નવું બંધાવા માંડે છે. પણ કોઇ જુના ઘરને પાડીને, તે સ્થાને એકદમ નવું ઘર ઉભું કરી શકે નહિ, પણ તેને વાસ્તે જોઇતા સમયની જરૂર પડે છે. તેવીજ રીતે આપણે જે ફેરફાર કરવાની કલ્પના કરતા હોઇએ તે ફેરફાર અમલમાં મુકાતાં અમુક યોગ્ય સમય આપણને જરૂર લાગે. આપણે આટલાં વર્ષોથી

બાંધતા આવ્યા છીએ તે આપણે થોડાજ દિવસમાં પાડી નાખી શકીએ નહિ. આપણે શરીરને અમુક પ્રકારની ગતિ આપી છે, હવે તે ગતિને ફેરવીને શરીરને નવા પ્રકારનો વેગ આપવામાં મોટું યુદ્ધ થાય છે. વાસના શરીરની પ્રકૃતિને અમુક સંયોગોમાં અમુક રીતે વર્તવાની ટેવ પડેલી છે, અને આપણી તે ટેવ વિરૂદ્ધની પ્રબલ ઇચ્છા હોવા છતાં તે વાસના શરીર તેજ પ્રમાણે કર્યા કરે છે.

જો મનુષ્યને નજીવા કારણસર બહુજ ક્રોધ કરવાની ટેવ પડી હોય અને જો તે ફરીથી તેમ નહિ કરવાનો નિશ્ચય કરે તો આત્મ સંયમ મેળવવામાં તેનો આ સન્નિશ્ચય તેને કેટલાક વખત સુધી મદદગાર થતો જણાય પણ સન્નિશ્ચય પછી એકાએક ક્રોધનો આવેશ આવે છે એટલે વાસના શરીર તે જાણે તે પૂર્વે પણ ઉશ્કેરાઇ જાય છે. આવીજ રીત માનસિક શરીરની છે. તે મનને ગમે તેટલું પવિત્ર રાખવા માગે, પણ ભુતકાળમાં લાંબા સમય સુધી પોષેલો ક્રોધ અશુભ વિચાર અમુક નિમિત્ત ઉદ્‌ભવતાં, અથવા તેને જોડનારી સાંકળ મળતાં મનમાં સ્ફુરી આવે છે. વાસના અને મનને ઘણો ગાઢ સંબંધ છે કારણ કે વાસના અને વિચાર છૂટે નહિ તેવી રીતે એક બીજા સાથે જોડાયેલા છે, અને બન્નેની શુદ્ધિ લગભગ સાથેજ થાય છે.

હલકા સ્વભાવની શુદ્ધિ તે તાત્કાલિક ક્રિયા નથી; અને તેમાં કેટલીકવાર નિષ્ફળતા આવવાના પ્રસંગો પણ રહ્યા છે; પણ વિવેકપૂર્વકના ખંત અને જીગરના ઉત્સાહ સાથે આ કામ કેવી રીતે કરવું, એ જો મનુષ્યના સમજવામાં આવે તો છેવટનો વિજય ચોકસ છે. કાંઇક અશુભ અને અનિષ્ટ તત્ત્વથી નાસવાનો પ્રયત્ન કરવાનો છે, એવી લાગણી રાખવી નહિ. તેને ત્યાગ કરવાનો હોય, તે દિશામાં

મન જરાંય ન જોઇએ. ને બીજી દિશામાં લાગેલું હોવું જોઇએ, પવિત્ર અને ઉચ્ચ વિચારોમાં તે મનને સર્વથા રોકવું જોઇએ. જુના જુના ભરેલા વિચારો અને વાસનાઓને દાબવાનો પ્રયત્ન કરવાની જરૂર નથી. સારા વિચારોને તમારા મનમાં એટલા બધા ભરો કે અશુભ વિચારને તમારા મનમાં રહેવા માટે સ્થાન મળી શકે નહિ, અર્થાત્ શુભ વિચારો તમારા મનમાં પુરેપુરા ભરાઇ જાય, એ લે અશુભ વિચારો સ્થાન ન મળવાથી આપોઆપ ચાલ્યા જાય. જો આપણે અશુભ વિચારને દૂર કરવા માટે કમર કસી સામે થઇએ તો તે વિચારોને પુષ્ટિ મળે છે, અને આપણું કામ ઘણું કઠણ બને છે. જો અસહકાર કરવો હોય તો આ અશુભ વિચારો સાથે અસહકાર કરો, અને ભુતકાળના ભુતોને ભુતકાળમાં પડી રહેવા દો.

બીજી અગત્યની બાબત એ છે કે આ બાબતમાં સોબત અને સંયોગો ઘણો અગત્યનો ભાગ ભજવે છે. ધારો કે એક મનુષ્ય અમુક એક હલકી ટેવ દાખલા તરીકે દારૂની ટેવ દૂર કરવા મથે છે, અને અહીં દારૂના સંબંધમાં જે કાંઇ કહેવામાં આવશે તે બધી બુરી ટેવોને લાગુ પડે છે. તે તેનાથી થોડો સમય દુર ભાગે અને એમ માને કે લગભગ તે વૃત્તિ મરી ગઇ છે પણ તેને સંભારનારૂં કોઇ તત્ત્વ મળતાં તે દારૂ પીવાની વૃત્તિ જાગી ઉઠે છે માટે બહારના સંયોગો પણ ધ્યાનમાં લેવાના છે, જ્યાં સુધી મનુષ્ય એટલો પ્રબળ ન થયો હોય કે પોતાની ભુતકાળની હલકી વાસનાને હંફાવી શકે, ત્યાં સુધી એને તેટલા વિષયથી દૂર રહેવામાંજ લાભ છે. જે મનુષ્ય દારૂ પીવાની ટેવ દૂર કરવા માગતો હોય તેણે દારૂવાળાની દુકાન સમીપ રહી પોતાની તે નશા કરવાની અડચણું વધારવી નહિ. જે મનુષ્ય વિષયવાસનાને હઠાવવા માગતો હોય તેણે શરૂઆતમાં કામોત્તેજક

નવલકથાઓ, અને વિષયરસને પોષનારાં નાટકોથી દૂર રહેવું જોઇએ. હલકા પ્રકારની વૃત્તિઓમાં કેટલું બળ હોય છે, તેઓ જળોની માફક કેવી રીતે મનુષ્યને વળગે છે, અને કોઈ વાર કેવા સારા આકારમાં આપણને ફસાવે છે, તેનો અભ્યાસ કરવાથી વાસનાનું પ્રાબલ્ય આપણા કબ્જામાં આવશે. ઝેરને ગમે તેટલું શણગારવામાં આવ્યું હોય, પણ ઝેર તે ઝેર છે.

દરેક મનુષ્યના મનની વૃત્તિઓ સઘળો સમય એક સરખી રહેતી નથી. કેટલીકવાર ઉચ્ચ વિચાર કરવાનું કામ આપણને ઘણું સરલ જણાય છે, ત્યારે બીજી કેટલાકવાર અશુભ વૃત્તિઓ પ્રબલ થાય છે, તે વખતે આપણી સમતોલવૃત્તિ જતી રહેતી લાગે છે, અને આપણા પગ નીચેની જમીન સરી પડતી હોય એમ જણાય છે. આવી પળોમાં ચોકસ માગની જરૂર છે. આવે સમયે પ્રભુની પ્રાર્થના આપણને ઘણી મદદગાર થાય છે. આપણા ઇષ્ટદેવનું સ્મરણ થતાં આપણી ભાવનાઓ ઉચ્ચતા તરફ જવા લાગે છે, અને હલકી વૃત્તિઓને બળ મળવું બંધ થાય છે, એટલે તે વૃત્તિઓ જુસ્સા વગરની બને છે.

જો હલકા સ્વભાવપર વિજયજ મેળવવો હોય તો અપવિત્ર વિચાર કે વસ્તુ તરફ મનને એક ક્ષણવાર પણ જવા દેવામાં કેટલો ભય રહેલો છે તેનો બરાબર ખ્યાલ લાવવાની જરૂર છે. આ બાબતમાં રમત રમવાનું ચાલે નહિ. જ્યારે જુના વિચારો અથવા આવેશો આપણા મનમાં દાખલ થવા લાગે કે તરતજ આપણા મનને બાજી દિશા ભણી લઇ જવુ, તેમાંજ ખરી સલામતી છે. ગુસનાદ નામના પુસ્તકમાં થિઓસોફીકલ સોસાઇટીના આદ્ય સંસ્થાપક મેડમ બ્લેવેટસ્કી લખે છે:—

"Strive with thy thoughts unclean before they overpower thee......Bewar, disciple, suffer note'en though it be their shadow to approach. One single thought about the past that thou hast left behind will drag thee down, and thou will have to start the climb anew."

અશુભ વિચારો તારા પર જય મેળવે તે પૂર્વે તેમની સાથે યુદ્ધ કર. હે શિષ્ય ! ચેતતો રહેજે: અશુભ વિચારોની છાપને પણ તારી પાસે આવવા દેતો ના તેં છોડેલા ભૂતકાળનો, એકજ વિચાર તને નીચે ઘસડી જશે, અને તારે ફરીથી ઉંચે ચઢવું પડશે."

જ્યાં પવિત્રતા છે ત્યાં બળ છે. પવિત્રતા અને આધ્યાત્મિક બળ અભિન્ન છે. હલકો સ્વભાવ મનુષ્યના જીવન પર જેટલા પ્રમાણમાં રાજ્ય ભોગવે છે તેટલા પ્રમાણમાં તે મનુષ્ય શરીરથી મનથી અને નીતિથી નબળો છે. શારીરિક માનસિક મનથી અને નૈતિક તત્ત્વો એવી રીતે એક બીજા સાથે જોડાયા છે કે દરેકતત્વની બીજા તત્વો પર અવશ્ય અસર થાય છે. એક પણ તત્વ અલગ રહી શકે નહિ. કારણ કે તેઓ અભિન્ન છે. આગળ પણ સાથે વધે છે, અને પાછાં પણ સાથે પડે છે. પવિત્રતા અને બળ આ ત્રણે તત્ત્વોમાં હોવું જોઇએ. માટે પવિત્રતા એ બળનો, શક્તિનો પ્રકાશનો અને અમરત્વનો માર્ગ છે. જ્યાં પવિત્રતા છે, ત્યાં પ્રભુતા છે. પવિત્રતાને ધન્યવાદ હો, કારણકે પવિત્ર પુરૂષોજ પ્રભુનાં દર્શન કરી શકશે."



## પ્રકરણ ૬ ઠું.

### આત્મિક જીવનમાં મનની એકાગ્રતાનું સ્થાન.

કોઇપણ કાર્યમાં વિજય મેળવવાને અગત્યનું સાધન મનની એકાગ્રતા છે. દરેક વ્યાપારમાં, દરેક ધંધામાં દરેક પ્રવૃત્તિમાં વિજયનું મોટું, પ્રબળ અને ઉત્તમ સાધન એકાગ્રતા છે. આ સાધનને બરાબર ખીલવવું જોઇએ, કામ નાનું હોય કે મોટું હોય, પણ તે એક ચિત્તથી કરવું જોઇએ, એકાગ્રતાથી કામ કરવું જોઇએ. એકાગ્રતાથી કામ કરવાથી હાથ ધરેલું કામ બહુજ સારી રીતે થાય છે. એટલુંજ નહિ પણ તેથી જે શક્તિ ખીલે છે, તે આપણને આપણા આધ્યાત્મિક માર્ગમાં ઘણી લાભકારક થાય ભટકતું મન રાખી આખો દિવસ એક પુસ્તક વાંચવાથી જેટલુ જ્ઞાન મળે, તેના કરતાં વિશેષ જ્ઞાન અને શક્તિ અર્ધો કલાક તે વિષયપર ચિત રાખી વાંચવાથી ખીલે છે. આથી આપણું જ્ઞાન વધે છે, એટલુંજ નહિ પણ આપણું મન એકાગ્ર થતાં શીખે છે અને આ એકાગ્રતા વિના એક લક્ષ વિના આત્મ માર્ગમાં કોઇ પણ મનુષ્ય બહુ આગળ વધી શકે નહિ

જ્યાં સુધી મનનો પ્રવાહ લાંબા સમય સુધી તેલ ધારાવત્ એક સરખો ચાલે નહિ, ત્યાં સુધી આત્માની જ્યોત મન ઝીલી શકે પણ નહી.

ઘણા મનુષ્યોના મનની સ્થિતિ બીલાડીના રમતીઆળ બચ્ચા જેવી છે, તે દોરડીને મોંમાં લે છે, કાગળનો કકડો પકડે છે, માંખીની પાછળ દોડે છે, અને એક ઓરડામાંથી બીજા ઓરડામાં કાંઈ હેતુ વિના ધસે છે. તેને કાંઇપણ કરવુંજ જોઇએ. કારણ કે પ્રવૃત્તિ એ પ્રમાણુક માત્રનો સ્વભાવ છે. તેથી તે આમ તેમ દોડે છે, કુદે છે, આળોટે છે, અને હેતુ વગરનું જીવન ગાળે છે મનુષ્યનું ભટકતું મન પણ તેવાજ પ્રકારનું છે તેમાં ઘણા નજીવા વિચારોનો સરવાળો શબ્દમાં આવે છે, તેનું કાંઇ પણ લક્ષ હોતું નથી. તે થોડા સમય પર થયેલી વાત સંબંધમાં કલ્પના કરતો હોય છે, અઠવાડીયા પર કરેલી મુસાફરીનો વિચાર કરે છે. મિત્ર અમુક બાબતમાં કરેલી ટીકાનું તેને સ્મરણ થાય છે, અદા નહિ કરેલી ફરજ એકાએક તેનું લક્ષ ખેંચે છે. એવામાં તેના દ્વાર આગળ થઇ પસાર થતી ગાડીનો વિચાર કરતાં પોતાને પણ તેવી મોટર હોય તો કેવું સારૂં એ વિચાર મન આગળ તરે છે. આ બધા વિચારોને કાંઇપણ જાતનો સંબંધ હોતો નથી. આ રીતે જો મનુષ્ય પોતાના વિચારોનું પૃથક્કરણ કરે તો તેને લાગે કે તેના વિચારો કાંઇપણ હેતુ વિના અસ્તવ્યસ્ત રીતે ચાલ્યા કરે છે.

આપણને જીવનના હેતુની કાંઇ પણ ખબર ન હોય, તેવી રીતે આપણે અત્યારસુધી આપણું જીવન પસાર કર્યું છે. પણ જો આપણે આત્મમાર્ગમાં આગળ વધવું હોય તો આવી દુઃખભરી અને દુઃખજનક સ્થિતિથી મુક્ત થવા આપણે પ્રયત્ન કરવો જોઇએ. અને તેને વાસ્તે ઉત્તમોત્તમ માર્ગ એજ છે કે આપણે જે કામ કરતાં

હોઇએ, તે પર પુર્ણ લક્ષ આપવું. વાચવાનું, લખવાનું વાતો કરવાનું, વાતો સાંભળવાનું, અથવા કોઇ ફરજ બજાવવાનું કામ કરતા હોઇએ તે સમયે તે પરજ લક્ષ આપવું. જો આપણે કોઇ આરામ આપનારી રમતમાં ગુંથાયા હોઇએ તો તે સમયે આપણા બીજા કામનો વિચાર મનમાંથી સર્વથા દૂર કરી તે બાબત પરજ લક્ષ આપવું આથી આપણે રમત બહુ આનંદપુર્વક રમીશું સામાન્ય અંગ્રેજી કાવ્ય બહું આપણને જણાવે છે કેઃ—

Work while you work,
Play while you play.
This is the way to be happy I say.

કામ વખતે કામ કરો, રમત વખતે રમત કરો. આ સુખી થવાનો માર્ગ છે.

ધ્યાન અથવા એકાગ્રતા એ યોગનું અને આત્મવિદ્યાનું હાર્દ છે. જેનામાં આ સાધન ન હોય તેઓ મનુષ્ય આગળ વધે એ માની શકાય પણ નહિ, જે જે નાનાં કામ કરવાનાં આવી પડે, તેમાં જો આપણે મનને એકાગ્ર થવાને કેળવીએ તો તે ટેવ આપણા સ્વભાવમાં વણાઇ જાય છે. વિચાર સંક્રમણ–telepathy નો વિષય લઇએ. તમે કાંઇ કહેવા જતાં હો છો. તેમાં તમારો મિત્ર તમારે વાસ્તે તે કહી દે છે. તમે ખુરશી ખસેડવાનો અથવા બારણું ઉઘાડવાનો વિચાર કરો છો; પણ તમે તે કામ કરવાને ઉઠો તે પુર્વે તમારો મિત્ર તમને તેમ કરવા વિનંતી કરે છે. તમે એક વસ્તુ ખરીદવાને પ્રથમ વિચાર કરેલો, અઠવાડીઆ સુધી તેનો તમે વિચાર પણ નહી કરેલો, પણ એકાએક તમારા મનમાં તે વસ્તુ ખરીદવાનો સંકલ્પ થાય છે. તેજ વખતે તમારો મિત્ર તેજ બાબત

તમારી સંમુખ રજુ કરે છે. કેટલીકવાર તમે અને તમારો મિત્ર એકજ વખતે એકજ વિષયપર એકજ શબ્દો બોલતા જણાયા છો. બીજો મનુષ્ય અમુક બાબત બોલે તે પૂર્વે પણ તે શું કહેવાનો છે તે તમે ચોકસ રીતે જાણી શકો છો. હવે જો તમારૂં મન બહારની વસ્તુઓ અને વિચારોથી સંક્ષોભ ન પામ્યું હોય તોજ આવી સ્થિતિ બને છે. જ્યારે પોતાનું મન બીજા વિષયો ભણી કુદકા મારતું હોય, ત્યારે મનુષ્ય બીજાના વિચારો ગ્રહણ કરી શકે એ અસંભવિત છે. પોતે જે કહે છે, તેનો પણ ખ્યાલ પોતાને આવી શકતો નથી, તો પછી બીજાના વિચારો તે કેવી રીતે જાણી શકે? પણ બારીક દીર્ઘ-સોજીભરી એકાગ્રતા કેળવવાથી વિચાર સંક્રમણ વિદ્યાનું રહસ્ય આપણે જાણી શકીએ, જો આપણે બીજાની વાતો લક્ષપૂર્વક સાંભળીએ તો તેના વિચારોની સાથે આપણો એવો મેળ જામે કે તેના વિચારો તે શબ્દોમાં દર્શાવે તે પૂર્વે આપણે જાણી શકીએ છીએ. જો આપણે એકાગ્રતા લાંબા કાળ સુધી કેળવીએ તો આપણામાં ગ્રહણશક્તિ ઉંચા પ્રકારની ખીલવા લાગે છે.

આ ધ્યાન—એકાગ્રતા ખીલવવાનું ઉત્તમ સાધન બીજાનું ભાષણ સાંભળતી વખતે આપણને મળે છે, ભાષણ કરનારનો દરેક વિચાર ગ્રહણ કરવાને ખાસ પ્રયત્ન કરવો જોઇએ. અને જો તે ભાષણમાં ઘણા મુદ્દાઓ ન હોય તો કહેવામાં આવે તે પર બારીક ધ્યાન આપવું, અને જે કહેવામાં આવે તેનો સંબંધ ખોયા વિના કહેવામાં આવેલા મુદ્દાઓની માનસિક નોંધ કરવી. વ્યાખ્યાનકર્તા સાથે આપણે મળતા થઇએ કે ન થઇએ, છતાં આપણા ધ્યાનમાં ભંગ ન થવો જોઇએ. ભાષણ રૂચિકર હોય કે અરૂચિકર હોય છતાં તે ભાષણ ઉપર મનને એટલું સ્થિર રાખવું કે બીજા વિચારો તે સમયે આપણા મનમાં આવી શકે નહિ.

જો ભાષણકર્તા પોતાના વિચારો ધીમે ધીમે પ્રકટ કરતો હોય તો જે સમય વચમાં મળે, તેમાં અત્યાર સુધી તેણે જણાવેલા મુદ્દાઓ વિચારી જવા, અથવા તો આગળ તે શું કહેશે, તેની કલ્પના કરવી, પણ મનને કદાપિ તે ભાષણથી ભટકવા દેવું નહિ. ભાષણની શરૂઆતથી તે અંત સુધી આપણું ધ્યાન વિષયપરથી બીજે ભટકવું ન જોઇએ. આ ધ્યાન પૂર્ણ હોવું જોઇએ. જો કોઇ તે ભાષણના હોલમાં આવે કે જાય, તો તે તરફ દુર્લક્ષ રાખજો. ભાષણ પુરૂં થાય ત્યાં સુધી વક્તા સિવાય કાંઇ જોતાં નહિ અને તેના શબ્દો સિવાય બીજું કાંઇ સાંભળતા નહિ. જો આ ટેવ તમને પ્રથમ અઘરી લાગે તો આખા ભાષણ સુધી તે પ્રમાણે કરતા નહિ પણ જ્યાં ત્યાં સુધી તમે ચિત આપી શકો, ત્યાં સુધી તો તમને જરૂર એકાગ્ર બનાવજો. જો તે ભાષણ ઉત્તમ હશે તો તેમાંથી તમે ઘણું શીખી શકશો અને કદાચ તે ભાષણ તમને કંટાળો ઉપજાવે તેવું હોય તો પણ તમારા કંટાળાનો ડંખ તમને ઓછો લાગશે. કારણ કે જો તમારૂં મન તે પર એકાગ્ર થયું હશે તો સમય કેવી રીતે પસાર થયો, તે તરફ તમારૂં લક્ષ રહેશે નહિ અને વખત એની મેળે ચાલ્યો જશે. કોઇપણ ભાષણનો વખત ટુંકાવવાનો સરલ માર્ગ એજ છે કે તે ભાષણ એક ચિત્ત થઇ સાંભળો.

એકાગ્રતાની મહત્તા આંકી શકાય તેમ નથી. પણ જો આપણે દરેક બાબતમાં એકાગ્ર થવાનો પ્રયત્ન કરીશું તો આપણું મન એકાગ્ર થયા વિના રહેશે નહિ, અને એકાગ્ર થયેલા મનરૂપી સાધન વડે આપણે ત્વરાથી દરેક બાબતમાં ઇષ્ટ સિદ્ધિ કરી શકીએ.

---



## પ્રકરણ ૭ મું.

### આદર્શ જીવન.

આદર્શ જીવન જીવવું એવી દરેક મનુષ્યની સ્વાભાવિક ઇચ્છા છે. કુદરતનાં સત્યોનો અભ્યાસ આપણને આ કામમાં ઘણો લાભકારી થાય તેમ છે. આપણે આદર્શ પ્રમાણે આપણું જીવન બનાવવા મથીએ છીએ. અને તેમાં ઘણીવાર આપણે પુરેપુરી સફળતા મેળવી શકતા નથી. આપણા જીવનનો પરમાત્મા જીવન સાથે શો સંબંધ છે, તે જે પ્રમાણમાં આપણે બરાબર રીતે સમજી શકીએ તે પ્રમાણમાં આપણને આ કામમાં વિજય મળવાનો.

આ વિશ્વમાં આપણા અને પ્રભુના સંબંધ વિષે બે માન્યતાઓ છે, અને તે બન્ને ખરી હોઇ એક બીજાને ઉપકાર કરે છે. પ્રભુ વિશ્વ વ્યાપી છે. ઇશ્વર સર્વ ભૂત માત્રના હૃદયમાં રહેલો છે પણ તેની સાથે બીજો સિદ્ધાંત એ જણાવે છે કે પ્રભુ વિશ્વાતીત છે. કાળીદાસ કવિ-વિક્રમોર્વશીય નાટકમાં જણાવે છે તેમ **व्याप्य स्थितं रोदसी** આ પૃથ્વી અને સ્વર્ગમાં વ્યાપીને જુદો ઉભો છે. અર્થાત્ તે વિશ્વવ્યાપી અને વિશ્વાતીત છે. સામાન્ય મનુષ્ય તો એમજ કહે છે કે પ્રભુ

વિશ્વવ્યાપી હો—કે વિશ્વાતીત હો—આ બધાં તત્વજ્ઞાનના કૂટ પ્રશ્નો છે તેનો મારા દરરોજનાં જીવન સાથે શો સંબંધ છે ?

આપણે આ લેખમાં એમ વિચારવાનો પ્રયત્ન કરીશું કે આ પ્રશ્નોને આપણા જીવન સાથે આપણે ધારીએ તે કરતાં પણ ઘણો ગુઢ સંબંધ છે.

પ્રભુને કેવળ વિશ્વાતીત માનવાથી આખું વિશ્વ જડ બની જાય છે, પ્રભુ એક કારીગર હોય અને તે આ વિશ્વ બનાવીને અલગ બેસી ગયો હોય એવી ભાવના તેમાંથી જન્મે છે.

પ્રભુ વિશ્વવ્યાપી માનવામાં એક લાભ છે. આ દૃષ્ટિબિન્દુથી આ વિશ્વ એ પ્રભુનું સ્વરૂપ બને છે. પ્રભુના એક ભાગરૂપ બની જાય છે. આ વિશ્વ એ પ્રભુનો એક ભાગ છે, પણ પ્રભુનું સર્વસ્વ નથી. જેવી રીતે હાથ એ શરીરનો વિભાગ છે પણ શરીર નથી, તેવી રીતે આ વિશ્વ પ્રભુનું અંગ છે પણ અખિલ પ્રભુ નહિ. તેવીજ રીતે મનુષ્ય વિશ્વનો એક ભાગ હોવાથી જેવી રીતે જળબિન્દુઓ દરિયાનાં ભાગરૂપ ગણાય, તેમ મનુષ્ય પણ પ્રભુના એક ભાગરૂપ છે. જળબિન્દુ દરિયારૂપ થશે, પણ અત્યારે તો ભિન્નતા છે. છતાં તે જળબિન્દુઓ એ સમુદ્રના સ્વરૂપના છે, સમુદ્ર સાથે સંબંધિત છે, એને ના પાડી શકાય નહિ. તેવીજ રીતે દરેક મનુષ્ય પ્રભુનું અંગ છે. અને પ્રભુરૂપ થવાનો છે. સ્વરૂપે પ્રભુ છે, પણ તેણે હજુ પ્રભુત્વનો સાક્ષાત્કાર કર્યો નથી. આ દૃષ્ટિથી આપણે કહી શકીએ કે આપણે પ્રભુમાં જીવીએ છીએ, હરીએ ફરીએ છીએ, અને આપણું અસ્તિત્વ પણ પ્રભુમાં છે. આપણે એક જીવનના દિવ્ય વિભાગો છીએ. આપણે સર્વ બનતા ઇશ્વરો છીએ. આથી આપણને આપણા દિવ્ય સામર્થ્યનો ખ્યાલ આવે છે, પ્રભુ જેમ અમર છે, તેમ આપણે પણ

અમર છીએ, આથી આપણને આપણા દિવ્ય સામર્થ્યનો ખ્યાલ આવે છે, અને પ્રભુ જેમ અમર છે, તેમ આપણે પણ અમર છીએ, એ ભાન થતાં આપણે નિર્ભય બનીએ છીએ.

પ્રભુ સંબંધી ખ્યાલ બાંધવામાં આપણે આપણું મનુષ્યત્વ તેને અર્પી, પ્રભુને સારામાં સારા ગુણવાળો મનુષ્ય કલ્પીએ છીએ. પણ આ એક ભ્રાન્તિ છે. વસ્તુતઃ તેના દિવ્યત્વનો ખ્યાલ લાવી તે દિવ્યત્વ આપણે મનુષ્યને અર્પણ કરવું કે મનુષ્ય એ પ્રભુની પ્રતિકૃતિ છે, અને મનુષ્ય પ્રભુ થવાને સરજાયેલો છે.

પ્રભુનું વિશ્વવ્યાપીપણું તે જો સત્ય વાત હોય તો તે વાત આપણે મનુષ્ય સ્વભાવનું પૃથક્કરણ કરી સિદ્ધ કરીશું મનુષ્યમાં આપણે અનેક દિવ્ય ગુણો જોઈશું. આપણને અસાધારણ રીતે લોકોના દોષ જોવાની ટેવ પડેલી હોવાથી, દિવ્ય ગુણોમાં મનુષ્યની સામ્રાજ્ય મીલકત છે એમ સાંભળીને કેટલાકને આશ્ચર્ય લાગશે પણ તે છતાં જો આપણે મનુષ્યના બહારની અપ્રિય અને સુગ ઉપજાવે તેવા દોષોની પાછળ જોઈશું તો આપણે મનુષ્યની દિવ્યતાનો જરૂર ખ્યાલ આવશે. આ અપ્રિય અને સુગ ઉપજાવે તેવા દોષો પણ જેવી રીતે મકાનને વાસ્તે પાળકની જરૂર છે, તેવી રીતે મનુષ્યના વિકાસમાં એક જરૂરનું રૂપ છે.

મનુષ્ય પોતે દિવ્ય છે, એનો મોટો પુરાવો એ છે કે, તેને પોતાની નિર્બળતાનું ભાન હોય છે. જો તેનામાં પ્રભુત્વ ન હોત તો પોતાની નિર્બળતા પ્રત્યે તે તદ્દન અંધ હોત. ઇમર્સન કહે છે કે “ધારો કે આપણે અધમ છીએ, પણ આપણી અધમતાનો ખ્યાલ આપણને ક્યાંથી આવ્યો ?” આપણી અંદર દિવ્ય તત્ત્વ છે, માટે જ આપણને અધમતાનો ખ્યાલ આવે છે, ફક્ત દિવ્ય તત્ત્વજ દિવ્યતાનો

ખ્યાલ લાવી શકે. વાઘ કદાપી પોતાને ઘાતકી માનતો નથી; ઘોડો પોતાના અજ્ઞાન માટે કદાપિ પોતાને ધિક્કારતો નથી, કુકરને પોતાની લોભીષ્ટવૃત્તિ માટે કદાપ પશ્ચાતાપ થતો નથી, પણ મનુષ્ય પોતાનું ઘાતકીપણું સ્વીકારે છે પોતે અજ્ઞાન છે, એમ કબુલે છે. અને પોતાના લોભ માટે શરમીંદો બને છે. અને આ રીતે તે પોતાની દિવ્યતા સિદ્ધ કરે છે, વળી પોતાના દોષ જોઇ મનુષ્ય બેસી રહેતો નથી, પણ પોતાની નિર્બળતાઓ–ખામીઓ દૂર કરવાને તે પ્રયત્ન કરે છે, તે પણ તેની દિવ્યતાનો પુરાવો છે. બધો વિકાસક્રમનો ઇતિહાસ એ પુર્ણતા માટેનો મનુષ્યનો પ્રયત્ન છે. અંદરથી મનુષ્યને દિવ્યતા તરફ જવાનો વેગ આવે છે, કારણ કે પોતે દિવ્ય છે. જેવી રીતે મેઘનું બિન્દુ સમુદ્ર તરફ–પોતાના મૂળ તરફ જવા પ્રયત્ન કરી રહ્યું છે, તેવીજ રીતે દરેક મનુષ્ય પોતાના દિવ્ય પિતા–પ્રભુ તરફ જવા અનિવાર્ય રીતે ખેંચાયા હતા.

જો આપણને પ્રભુ વિશ્વમાં વ્યાપી રહેલો છે, એ સિદ્ધાંતનો બરાબર ખ્યાલ આવે, તો પછી પ્રેરણા એટલે શું? તેનો ખ્યાલ આપણે બાંધી શકીએ, અને આપણે પણ પ્રેરણા તથા આદર્શ જીવન ગાળી શકીએ.

જે લોકો વિકાસક્રમને માનતા નથી, પણ એમ ધારે છે કે પ્રભુએ એકાએક આવી સૃષ્ટિ રચી તેઓ તે સાથે એમ પણ માને છે કે અમુક વ્યક્તિઓને પ્રભુએ પ્રેરણા કરી, અને તેમને જે ઉપદેશ આપ્યો, તે પ્રેરણા પામેલા ગ્રંથોરૂપે પ્રસિદ્ધ થયો. પણ આ સિદ્ધાંત વાજબી નથી. જેમ મનુષ્ય રમકડા બનાવે તેમ પ્રભુએ કોઇને સંત બનાવ્યા, અને કોઇને પાપી બનાવ્યા, એ માનવું, એ પ્રભુ ઉપર ઘાતકીપણાનો દોષ મૂકવા જેવું છે. એક બાજુ મનુષ્ય અને બીજી

બાજુ પ્રભુ. વચમાં પેગંબર તે એકાએક પ્રકટી આવેલો તેને અને મનુષ્યને કોઇ પણ જાતનો સંબંધ નહિ, તે અનુપમ વ્યક્તિને પ્રભુએ પ્રેરણા કરી અને તે બોલ્યો તે કોઇપણ વિષય ઉપર અભિન્ન સત્ય ન બોલ્યો હોય, અથવા તેણે પોતે પણ સત્યનો અમુક અંશ ગ્રાહ્ય કર્યો હોય, એવું જો કોઇ કહેવા બહાર પડે તો તેને નાસ્તિક ગણવામાં આવે.

અમુકજ કાળમાં અમુકજ વ્યક્તિને પ્રેરણા થઇ, તે પછી કોઇને થઇ શકે નહિ—આવી માન્યતા ઘણા ધર્મોમાં ચાલે છે, તે પ્રભુનાં દયાળુપણાને અને ન્યાયીપણાનો તિરસ્કાર કરે છે. પ્રભુ સર્વ કાળમાં અને સર્વ સ્થાનમાં કામ કરી રહ્યો છે. તો આ સમયમાં પણ કેટલાંક વિકાસ પામેલા મનુષ્યો પ્રભુ તરફથી પ્રેરણા પામી શકે, તેમાં આશ્ચર્ય શું? જૈનો કહે છે કે હાલ મોક્ષનાં દ્વાર બંધ થઇ ગયાં. ખ્રિસ્તીઓ કહે છે કે ક્રાઇસ્ટનું વ્યક્તિત્વ અનુપમ હતું, તેજ અને કેવળ તેજ પ્રભુનો પુત્ર હતો. મુસલમાન ભાઇઓ જણાવે છે કે હજરત મહમદ સાહેબ પ્રભુના તરફથી મોકલેલા પેગંબર હતા. અમુકજ દેશમાં અમુકજ ધર્મમાં મહાન્ પુરુષો પેદા થાય તેમ માનવું એ પ્રભુનું અપમાન કરવા જેવું છે—જે હિંદુઓ એમ માને છે કે યુરોપીઅનો તત્ત્વજ્ઞાન સમજી શકે નહિ, અથવા પ્રભુના સંદેશવાહક થઇ શકે નહિ, એતો અમારો જ હક્ક છે, તેમણે ભગવદ્ગીતાના ૧૮માં અધ્યાયમાં જ્યાં શ્રીકૃષ્ણ કહે છે કે, **ईश्वरः सर्वभुतानां हृद्देशेऽर्जुन तिष्ठति** ઇશ્વર સર્વ પ્રાણી માત્રના હૃદયમાં રહેલો છે. તે શ્લોકાર્થ ઉપર હડતાલ મારવી જોઇએ. આવી ભાવના કરનારાએ બીજી બારી દ્વારા આવેલા સુર્યના પ્રકાશનો અનાદર કરી સુર્યના પ્રકાશથી વંચિત રહે તો તેમાં દોષ કોનો?

પ્રેરણા પામેલા પુરુષો દરેક ધર્મમાં, દરેક દેશમાં, અને દરેક સમયમાં થયા છે. અને ભવિષ્યમાં પણ થશે આવી વિચારશ્રેણીને અંગીકાર કરવાનું હૃદય વિશાળ બને છે.

આપણે પ્રેરણાનો ખરો અર્થ સમજવો જોઇએ ઈશ્વરી જીવનનો પ્રવાહ મનુષ્યના જીવનમાં વહેવા લાગે, ત્યારે પ્રેરણા ઉદ્ભવે છે. અને જે પ્રમાણમાં મનુષ્ય સર્વ જીવનનું ઐકય સ્વીકારે છે. અને સ્વાર્થથી મુકત થવા પ્રયત્ન કરે છે, તે પ્રમાણમાં તે પ્રેરણા તેનામાં સંભવે છે. મનુષ્યમાં જે પ્રભુનું જીવન વહી રહ્યું છે તે જીવનને તિવ્ર બનાવવું તેને વેગ આપવો, એનું નામ પ્રેરણા. જેવી રીતે એક નાની ચીણગારીને પ્રદીપ્ત કરી મોટો અગ્નિ પ્રકટાવવામાં આવે, તેવી રીતે મનુષ્યમાં રહેલા દિવ્ય સ્ફુલિંગને પ્રદીપ્ત કરવાથી આ પ્રેરણા પ્રકટી નીકળે છે. પ્રેરણા થતાં મનુષ્યનું દિવ્યતત્વ જાગ્રત થાય છે, જીવનના ઐકયનો અનુભવ થવા લાગે છે, તેનામાં અદ્ભુત દયા પ્રકટે છે, અને મનુષ્ય મનુષ્ય મટી અતિ મનુષ્ય અથવા દૈવી મનુષ્ય બને છે. માટે પ્રેરણા એ પ્રભુનું કામ નથી, પણ મનુષ્યનો ખાસ પ્રયત્ન તેને વાસ્તે આવશ્યક છે. ઉપનિષદોમાં લખ્યું છે કે જેના પર પ્રભુ પ્રસન્ન થાય છે, તેને પ્રભુ પોતાનું દિવ્ય સ્વરૂપ બતાવે છે. પણ આ પ્રસન્નતાનો આધાર પણ તે જીવની પવિત્રતા અને આત્મસંયમ તથા સર્વ જીવો પ્રત્યેની અપુર્વ હિતસોજીપર રહેલો છે. કેટલાક જીવોમાં જ્ઞાન બહુ થોડું હોય, પણ જો તેમનામાં બીજા જીવો પ્રત્યે સહાયનુભુતી હોય છે, તો તેઓ તેમના તે ગુણને લઇ જ્ઞાનીઓ કરતાં આગળ વધી જાય છે, કારણ કે પ્રભુ તેમના હૃદયના પ્રેમને સ્વીકારે છે.

અમુક ધાર્મિક કામ કરનારા અથવા ધાર્મિક લેખકોજ પ્રેરણા પામી શકે, એ વિચાર ઘણો સંકુચિત છે. ખરી વાત તો એ છે કે

લોકો પોતાની ભલાઇ તથા ખરી મહત્વતાને લીધે પ્રભુની પ્રણાલીકા થઇ શકે, તે સર્વ પ્રેરણા પામેલા ગણી શકાય. જેઓને મનુષ્યજાત પ્રત્યેના પ્રેમને લીધે મનુષ્યોના દુઃખનો બોજો ઓછો કરવા હાડમારી ભરીબાઇ અને દુઃખ ભોગવ્યાં છે, તે સર્વ પ્રેરણાત્મક જીવનવાળા ગણી શકાય. આ પ્રેરણા એ કેવળ ધાર્મિક પ્રકૃતિવાળાનોજ ખાસ અધિકાર નથી. વળી વસ્તુતઃ ખરો ધર્મિષ્ટ મનુષ્ય કોણ ? જે જગતની સેવા અર્થે જીવે છે તેજ **जगद्धितास आत्मनो मोक्षाय आत्मानं जुहोमि स्वाहा** જગતના હિતને ખાતર અને આત્મના મોક્ષને ખાતર જે પોતાનો જાન અર્પણ કરે છે તેજ ધર્મિષ્ઠતાનો દાવો કરી શકે. ટુંકામાં ધર્મિષ્ઠ મનુષ્ય તેજ ગણાય કે જે મનુષ્ય જાતિને પ્રકાશ આપે છે. જે ભુખ્યાને ભોજન આપે છે અને પતિતોનો હાથ ઝાલી ઉદ્ધાર કરે છે જે ત્રાસ પામેલાઓને વાસ્તે યુદ્ધ કરે છે, જે પોતાના જમાનાં કરતાં વિચારમાં આગળ વધેલ હોય છે અને પોતાના વિચારો અને તદનુસાર કાર્યો માટે જે લોકો તરફથી નિંદા અને ઉપહાસ્યનો બદલો મેળવે છે, જે અમુક સિદ્ધાંતને સારૂ—પછી તે બુદ્ધિની ખામીને લીધે મુર્ખાઇભર્યો પણ હોય છતાં પણ કોઇ સિદ્ધાંતને સારૂ જે પોતાની જીંદગીનો ભોગ આપે છે, તેજ ખરો ધર્મિષ્ટ મનુષ્ય ગણી શકાય.

આવા મનુષ્યો પ્રખ્યાત હોય કે અજ્ઞાન સ્થિતિમાં પડયા હોય પ્રતિષ્ઠિત કે તિરસ્કૃત હોય, ઉચ્ચમાં ઉચ્ચ ધર્મનો અંગીકાર કરનારા હોય કે, સર્વ ધર્મનો તિરસ્કાર કરનાર હોય, છતાં તેઓ ખરેખરા ધર્મિષ્ટ મનુષ્યો છે. તેઓ મહાન પુરુષોની ગણનામાં ઉભા રહેવાને લાયક છે, કારણ કે તેઓ પ્રેરણા પામેલા છે.



## પ્રકરણ ૮ મું.

### ખરું આત્મજ્ઞાન.

સામાન્ય લોકોની એવી માન્યતા છે કે આત્મજ્ઞાનીઓ જગતના વ્યવહારને વાસ્તે અયોગ્ય હોય છે. આ માન્યતાની સત્યતા પુરવાર કરવાને કોઈ પ્રયત્ન કરતું નથી. પણ તેને સત્ય તરીકે ગણીને લોકો એવું અનુમાન કરે છે કે જો કોઇ પ્રજા આધ્યાત્મિક ભાવના તરફ ઢળતી જાય તો તે પ્રજા જગતની બધી પ્રવૃત્તિઓમાં બીજી પ્રજાઓ કરતાં ઘણી પાછળ પડી જાય અને જગતમાં કોઇ પણ પ્રકારની કીર્તિ મળે તેવાં જાહેર કામો કરી શકે નહિ. તેજ અનુમાનને આધારે તેઓ એમ માનવા લાગે છે કે જો કોઇ વ્યક્તિ આત્મજ્ઞાન તરફ વળે તો તે વ્યક્તિ પણ જગતના કાળને વાસ્તે નાલાયક બને છે. આવી માન્યતા આધ્યાત્મિક જીવનનો આવો અર્થ કરવો-એ એક મોટી અને ગંભીર ભુલ છે. સ્થૂલ ભુવન ઉપર ઉત્પન્ન કરેલી શક્તિથી જે કામ થઇ શકે તેના કરતાં આધ્યાત્મિક ભુવનપરની શક્તિથી ઘણુંજ વધારે કામ થઇ શકે, અને તે કામ પણ એક દિશામાં નહિ પણ અનેક દિશામાં થઇ શકે છે. આધ્યાત્મિક શક્તિ સર્વ ભુવનોપર કામ કરી શકે છે, અને જે પ્રમાણમાં તે શક્તિ પ્રબળ હોય છે તે પ્રમાણમાં તેનું ફળ પણ

વિશેષ આવે છે. આ નિયમ સત્ય છે, તેથી તમે સૂક્ષ્મદષ્ટિએ ઇતિહાસને અવલોકશો તો તમને જણાયા વગર રહેશે નહિ કે જે પ્રજામાં આધ્યાત્મિક જીવન વહેવા લાગે છે, તે પ્રજાની બુદ્ધિનો વિકાસ પણ ત્વરાથી થવા લાગે છે, તે પ્રજાની ઉચ્ચ લાગણીએ જાગ્રત્ થાય છે, અને સ્થૂલ ભુવનપર પણ સ્થૂલ શકિતઓ જે ફળ લાવી શકત તેના કરતાં આ આધ્યાત્મિક શકિત વિશેષ ઉચ્ચ પ્રકારનું અને ઘણું મોટું ફળ લાવી આપે છે. માટે આ નિયમ સ્મરણમાં રાખવો ઉચિત છે કે ઉચ્ચ ભુવનોપર ઉત્પન્ન કરેલી શકિત તેના પ્રમાણમાં નીચેનાં ભુવનોપર અમુક પ્રકારનાં ફળ લાવી આપે છે. માટે જે લોકો એમ માને છે કે આધ્યાત્મિક જીવન તરફના ભકિતભાવથી, અથવા આત્મજ્ઞાન ખીલવવાને પ્રયત્ન કરવાથી મનુષ્ય જગતની બાહ્ય પ્રવૃત્તિઓ માટે અયોગ્ય બને છે, અથવા તો દુનિયાને આમળ વધારવામાં નકામો બને છે, તે લોકો મોટી ભુલ કરે છે. તે લોકો ખરૂં આત્મજીવન એ સમજતા નથી, અને સામાન્ય ધર્મિષ્ઠ પુરૂષોના જીવનપરથી એવું અનુમાન બાંધવાને દોરાયા હોય એમ લાગે છે. પણ આ સ્થળે એક બીજો નિયમ પણ ખાસ સ્મરણમાં રાખવા યોગ્ય છે, અમુક ભુવનપર જાગૃત કરેલી શકિતનું પરિણામ તે શકિતનો કેવો ઉપયોગ કરવામાં આવે છે તેનાપર રહેલું છે. જુદાં જુદાં ભુવનોપરની વ્યકિતઓ જાતે તો શુભ પણ નથી તેમ અશુભ પણ નથી. શકિત એ તો શકિત છેઃ તેના પરિણામ ઉપરથી આપણે તેને શુભ કે અશુભ કરી શકીએ, અને તે શુભ કે અશુભ પરિણામ પણ મનુષ્યોએ તે શકિતના કરેલા સદુપયોગ કે દુરૂપયોગપર આધાર રાખે છે. જ્યારે આધ્યાત્મિક શકિત વિશ્વનાં ભિન્ન ભિન્ન ભુવનોપર વહેવા લાગે છે, ત્યારે કેટલાક લોકો તે શકિતને મનુષ્યજાતિના

ઉદ્ધાર અર્થે વાપરે છે, અને જેથી પ્રભુની દિવ્ય યોજના સફળ થાય તેવી રીતે તેનો ઉપયોગ કરે છે, પણ કેટલાક એવા પણ હોય છે કે તે શક્તિને પોતાની ઇચ્છાઓની તૃપ્તિના સાધન તરીકે વાપરે છે, અને તેવડે જે તે વસ્તુઓ ગ્રહણ કરવા મથે છે.

ઉપરના બે નિયમો અત્યારે ખાસ કરીને જણાવવાની આવશ્યકતા છે, કારણકે અત્યારે જગતમાં આધ્યાત્મિક શક્તિનો સંચાર થઇ રહ્યો છે. તે આધ્યાત્મિક શક્તિનો જગતના કલ્યાણાર્થે વિશેષ સદુપયોગ થાય એવા હેતુથી આ લેખની પ્રવૃત્તિ છે.

ખરૂં આત્મજ્ઞાન એટલે શું? "કુદરતમાં કાર્ય કરી રહેલા મનનો અભ્યાસ કરવો." આવી વ્યાખ્યા થિઓસોફિકલ સોસાઇટીના સંસ્થાપક મેડમ બ્લેવેટસ્કીએ આપેલી છે. આ મન તે ઇશ્વરી મનના અર્થમાં સમજવાનું છે. એટલે બીજા શબ્દોમાં કહીએ તો વિશ્વમાં કાર્ય કરી રહેલા પ્રભુને સમજવો તેનું નામ આત્મજ્ઞાન છે. વિશ્વમાં જડ અને ચેતન બે વિભાગ છે, તેમાં ચેતન શક્તિનો અભ્યાસ કરવો, જડ આકારો પાછળ રહેલી અને તે દ્વારા કામ કરતી જીવનશક્તિને જોવી, બધા બનાવોની પાછળ રહેલી શક્તિને નીરખવી—આ બધું આત્મજ્ઞાન છે. માયાની જાળને ભેદીને-વિવિધતાની પાછળ રહેલી એકતા જોવી, જે સર્વમાં છે, અને જેમાં સર્વ છે, તે એક શક્તિ, એક જીવન અને એક આત્માને જોવો તે આત્મજ્ઞાન છે. માટે વસ્તુતઃ આત્મજ્ઞાન તે સ્થિતિ છે કે જેનું શ્રીકૃષ્ણ ભગવદ્‌ગીતામાં નીચેના શ્લોકમાં વર્ણન કરે છે.

**યો માં પશ્યતિ સર્વત્ર, સર્વં ચ મયિ પશ્યતિ ॥**

"જે મને સર્વમાં જુએ છે અને સર્વને મારામાં જુએ છે તેજ સમદર્શી છે" આ પ્રમાણે પ્રભુના દર્શન માટે—આખા વિ-

સ્વમાં રહેલી પ્રભુની શક્તિના અવલોકન માટે ઉચ્ચ પ્રકારના આ-ધ્યાત્મિક શક્તિઓની જરૂર છે. એનો કોઇથી ના પાડી શકાશે નહિ કારણકે આત્માજ આત્માને ઓળખી શકે. આ પ્રભુની હયાતી વાસ્તે આત્મા સિવાય બીજો કોઇ પુરાવો નથી. જ્યાં ખરા આત્મજ્ઞાનની–પ્રભુદર્શનની વાત આવે ત્યાં મન, લાગણી કે ઇન્દ્રિયોનો પુરાવો ચાલી શકે નહિ. મનદ્વારા, લાગણીદ્વારા કે ઇન્દ્રિયોદ્વારા મળતા પુરા-વાથી કાંઈક સૂચન મળી શકે, અથવા ઉપમાન પ્રમાણથી આપણે તે સાધ્યબિન્દુ તરફ જવાનો સીધો માર્ગ ગ્રહણ કરી શકીએ, પણ આત્માનો ખરો પુરાવો તો આત્માજ આપી શકે. એક મહાપુરૂષે આપેલાં ત્રણ મહાસૂત્રોમાં બીજું સૂત્ર આ પ્રમાણે છે. "આપણી અંદર અને આપણી બહાર એક એવું તત્ત્વ વ્યાપી રહેલું છે કે જે અમર છે, અને શાશ્વત કલ્યાણકારી છે, તે આંખથી દેખાતું નથી, કાનથી સંભળાતું નથી, નાકથી સુંઘાતું નથી, પણ તેનો અ-નુભવ કરવા કોઇ માગે તો તેનો અંતરમાં અનુભવ કરી શકે છે." પ્રભુના વાસ્તે આત્મા સિવાય બીજો કોઇ પુરાવો નથી. કારણ કે આત્મા જે તેના સ્વભાવનો છે, જે તેજરૂપ છે, તે તેને પીછાણી શકે, તેનો સાક્ષાત્કાર કરી શકે.

જો ઉપર પ્રમાણેની આત્મજ્ઞાનની વ્યાખ્યા હોય તો પછી ભુતકાળમાં તથા વર્તમાન કાળમાં આત્મજ્ઞાનના નામથી પ્રચલિત થયેલી ઘણીજ બાબતો અને ખરા આત્મજ્ઞાન વચ્ચે આપણે વિવેક કરવો જોઇએ. હવે આત્મજ્ઞાન તરીકે મનાતી વિચાર પદ્ધતિઓમાં પણ આપણે બે ભેદ પાડવા પડશે. કેટલીક વિચાર પદ્ધતિઓ અને રીતિઓ આત્મજ્ઞાનને મદદ કરવાના ઉદ્દેશથી સ્થાપવામાં આવી હતી. ભુતકાળમાં તેઓનો તે ઉપયોગ હતો અને વર્તમાનકાળમાં

પણ આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાની નીસરણીનાં પગથિયાંરૂપે તે ગણી શકાય, અને તે પ્રગતિને મદદ કરનાર નીવડે. બીજો ભેદ એવી બાબતોને લાગુ પડે છે કે જેને આત્મજ્ઞાન સાથે કાંઇ પણ સંબંધ નથી. તે તંત્રવિજ્ઞાન લગતો ભેદ છે કે જેમાં કુદરતની કેટલીક શક્તિઓ ઉપર કાબુ મેળવવામાં આવે છે, પણ તેમાં જીવનની પવિત્રતા અથવા વિશ્વબંધુત્વ અથવા પરોપકાર વગેરેને કાંઇ પણ સ્થાન નથી, જેટલું અતીંદ્રય તેટલું આધ્યાત્મિક એવું માનવું એ ભુલભરેલું છે. ત્યારે હવે આત્મજ્ઞાનની પ્રાપ્તિ માટે આપણે શું કરવું જોઇએ? મનુષ્યજાતિના મોટા ભાગ વાસ્તે તો આત્મજ્ઞાન એ ભવિષ્યની જીંદગીઓમાં ઉપયોગી થઇ પડે તેવો પ્રશ્ન છે, પણ હાલ પણ આપણે તેને આપણી ઉચ્ચભાવના રૂપ ગણી, તે તરફ પ્રયાણ તો કરી શકીએ. આપણે આ બાબત બરાબર સમજવી જોઇએ કે જેથી આપણે આડેઅવળે રસ્તે ભમવામાં મુખ્ય માર્ગ ચુકી ન જઇએ. પ્રથમ આપણા પાશવ સ્વભાવને આપણે શુદ્ધ કરવા જોઇએ, અને તે પછીજ આત્મજ્ઞાનની વાત કરવી જોઇએ. આપણે આત્મિક જીવનનો માર્ગ સ્વિકારીએ તે પહેલાં વૃત્તિઓની શુદ્ધિ, મનની પવિત્રતા અને થોડે ઘણે અંશે પણ અહભાવની ઓછાશ અવશ્ય હોવી જોઇએ. મનનો ગમે તેટલો વિકાસ થયો હોય પણ તેથી આધ્યાત્મિક જીવનનો અનુભવ થઇ શકે નહિ, તેનાં બીજાં અનેક કારણો છે, પણ એટલું તો જાણવાની જરૂર છે કે આધ્યાત્મિક વિકાસ અને મનનો વિકાસ પરસ્પર વિરૂદ્ધ કક્ષામાં ઉભેલા છે. મનનો ધર્મ પૃથક્કરણ કરવાનો ભેદ પાડવાનો અને વિભાગ કરવાનો ઉન્નતી કરવાનો ઉદ્દેશજ પ્રથમ તો વ્યક્તિત્વ ખીલવવાનો છે, કે જેથી અહંકાર જાગે, જેથી એક વ્યક્તિ બીજી વ્યક્તિથી

ભિન્ન તરીકે ઓળખાય. સ્વાર્થવૃત્તિની જાગૃતી પ્રારંભમાં આવશ્યક છે. તે સ્થિતિમાં થઇ મનુષ્ય જાતિને પસાર થવું પડે છે, પણ મનુષ્ય જાતિને ભ્રાન્તિ ઉત્પન્ન થાય છે, અને દરેક વ્યક્તિ પોતાને બીજાથી એટલે સુધી ભિન્ન માનવા લાગે છે કે એકના ભોગે પણ બીજી વ્યક્તિ આગળ વધવા ઇચ્છે છે. આ બધુ મન તત્વદ્વારા થાય છે, માટે મન એજ એક રીતે જગતમાં ભેદભાવ ઉત્પન્ન કરનાર પરમ કારણ છે.

ઉપર જણાવ્યા પ્રમાણે મનનો વિકાસ ઘણો આવશ્યક છે, તેની તો કોઇ ના પાડતું નથી, પણ તે આધ્યાત્મિક વિકાસમાં મોટા મોટા અંતરાય રૂપ નીવડે છે. કારણ કે ભિન્ન ભિન્ન વ્યક્તિઓમાં એકજ મહા ચૈતન્યને જોવું તેનું નામ આત્મજ્ઞાન છે. પ્રથમ તો આપણા મને રચેલા કોશને ભેદીને તેની પાછળ એક તત્વને જોવું

ઉન્નતિક્રમનું ફળ અને સાધ્યબિન્દુ છે, આ કારણથીજ આધ્યાત્મિક જીવન ઉપર મનુષ્યજાતિની એકતાનો સિદ્ધાંત પ્રતિપાદન કરવામાં આવે છે. આ કારણથીજ મનુષ્યજાતિની ભ્રાતૃતા એ આધ્યાત્મિક સત્ય તરીકે જાહેર કરવામાં આવે છે. કારણ કે આત્મા એકજ છે, અને જે પ્રમાણમાં તે એકતા, બુદ્ધિથી નહિ પણ અનુભવથી જાણવાનો પ્રયત્ન કરવામાં આવે છે, તે પ્રમાણમાં મનુષ્યનું આધ્યાત્મિક જીવન વિકાસ પામતું જાય છે, મનનો ધર્મ ભેદ કરવાનો છે, અને આત્માનો ધર્મ અભેદતા કરવાનો છે; મન ભ્રાન્તિ ઉત્પન્ન કરે છે ત્યારે આત્મા તે ભ્રાન્તિને ઓળંગી જાય છે. મન વ્યક્તિત્વ અને અહંકારનું કારણ છે, ત્યારે આત્મા એકતાનું મુળ છે, આ રીતે જોતાં બન્નેના વિકાસ કાર્યકારણરૂપે સંકળાયેલા ગણી શકાય નહિ. અને તેથી મનની વિકાસથી આધ્યાત્મિક વિકાસ થઇ જશે, એમ

આપણે કહી શકીએ નહિ. તેથી ઉલટું આપણે સમજવું જોઇએ કે આપણે મન નથી, પણ મન એતો આપણું-આત્માનું સાધન છે, અને આપણે ભિન્ન ભિન્ન આત્માઓ નથી પણ સર્વમાં રહેલા એક આત્મા છીએ. આપણા ઉન્નતિક્રમનો એજ ઉદ્દેશ છે, આપણું જીવન-યાત્રાનું સાધ્ય પણ એજ છે. આ કારણથી જ આધ્યાત્મિક જીવનનો વિકાસ મનના વિકાસ કરતાં ઉપરના દરજ્જાનો ગણાવો જોઇએ. મેડમ બ્લેવેસ્ટકીએ ગુપ્તનાદ નામના પુસ્તકમાં મનને ભ્રમોત્પાદક કહ્યું છે તે વ્યાજબી જે, કારણકે તે મન એકતા અનુભવવામાં પ્રારંભના પગથિયામાં ઘણીજ અડચણો નાંખે છે. આધ્યાત્મિક એકતા આપણે સિદ્ધ કરવાની નથી, તે તો સિદ્ધજ છે, પણ આપણે પ્રયત્ન કરીને ભ્રમોત્પાદક મનની પેલીમેર જઇને તે એકતા અનુભવવી જોઇએ. આ કામ સહેલ નથી. આ કામ એટલે મનુષ્યના ઉન્નતિક્રમની પરિસમાપ્તિ. તેને વાસ્તે આપણા ચારિત્ર્યને ઘણું જ ઉચ્ચ પ્રકારનું બનાવવું જોઇએ. આપણી પ્રવૃતિઓને સમયમાં લાવવી જોઇએ, આપણા મનને કેળવવું જોઇએ, અને કેળવાએલા મનને આપણા પોતાના સંયમમાં લાવી સાધન તરીકે વાપરવું જોઇએ, અને શરીરના લાગણીઓના અને મનના દેખાતા ભેદોની પેલીપાર રહેલી એકતા અનુભવવી જોઇએ.

આ આપણા ભારતવર્ષમાં આ આત્મજ્ઞાનના આધ્યાત્મિક જીવનના ખરા અનુભવીઓ જીવનમુક્તો અને મહાત્માઓ જે સમયે પૃથ્વીપર આપણી સાથે વસતા હતા તે વખતે પણ તેમનો સદેશો ઝીલે તેવા મનુષ્યો તો ઘણા થોડા હતા. તેઓનાં જ્ઞાન, શક્તિ અને કામોનો ખ્યાલ સામાન્ય જનસમુદાયને આવી શકે નહિ છતાં સામાન્ય મનુષ્યો પણ લાભ મેળવે તે તેમના કલ્યાણને વાસ્તે

જરૂરનું હતું આથી આત્મજ્ઞાનમાં પુર્ણ રીતે વિકાસ નહિ પામેલા પણ બીજી રીતે ઘણા આગળ વધેલા મહાસમર્થ આત્માઓએ, લોકો આત્મજ્ઞાનના માર્ગ સમીપ આવી શકે તેટલા માટે કેટલીક વિચાર શ્રેણીઓ અને માર્ગો રચ્યા, અને જગતને અનેક શાસ્ત્રોરૂપે તેનો બોધ આપ્યો.

ઉપર જણાવ્યા પ્રમાણે તેઓ આત્મજ્ઞાનમાં પુર્ણ રીતે વિકાસ ન હતા, પણ બીજી રીતે તેઓ ઘણા આગળ વધેલા હતા; અને તેમના સંબંધી બોલતાં આપણે પુજ્યભાવ રાખવો જોઇએ, કારણકે તેઓ આપણા કરતાં બહુજ આગળ વધેલા હતા, તેઓ એકેક દિશામાં અતિશય નિપુણ થયેલા હતા. કેટલાક બુદ્ધિ-વાદમાં બહુજ આગળ વધેલા હતા, ત્યારે ચારિત્ર્યમાં કદાચ તેમની તેટલી ઉન્નતિ ન પણ થઇ હોય. કેટલાક ભક્તિ માર્ગમાં વિશેષ નિષ્ણાત હતા, પણ તેમની બુદ્ધિ તેટલી વિકાસ પામી નહતી. વિકાસ વાસ્તે તેમને એટલો બધો રસ ન હતો. કેટલાક વળી એવા પણ હતા કે સ્થૂલ શરીર અને ઇંદ્રિયોના સંયમદ્વારા લોકોને અતીંદ્રિય બાબતોનું જ્ઞાન મેળવવાને મદદ કરવાને કુશળતા ધરાવતા હતા. આ બધા મહા પ્રભાવશાળી પુરુષો જે જે રસ્તે પોતાનો વિકાસ થયો, તે તે રસ્તાને મુખ્ય ગણી તે તે પ્રકારનો ઉપદેશ જનસમુદાયને આપવા માંડયા. તેઓનો ઉદ્દેશ જન સેવાનો હતો, અને આ સર્વે પોતપોતાને માર્ગે લોકોને તૈયાર કરતા હતા કે જેથી લોકો તે તે માર્ગે થઇને છેવટે આત્મજ્ઞાનના માર્ગ તરફ વહે. આ આર્યાવર્તના પ્રાચીન ધાર્મિક ઇતિહાસ તરફ અવલોકન કરતાં આપણને જણાશે કે જુદી જુદી વિચાર શ્રેણીના ઉપાસકો—આચાર્યો હતા, અને તેઓ ઋષિઓ કહેવાતા હતા. તે પોતાના જ્ઞાન અને વિચારમાંથી જે ભાવનાથી લોકો આધ્યાત્મિક જ્ઞાન તરફ દોરાય તે ભાવનાનો ઉપદેશ કરતા હતા.

દૃષ્ટાંત તરીકે વેદાંતનો વિચાર કરીએ. શુદ્ધ તત્ત્વજ્ઞાનની વિચાર શ્રેણી તરીકે, તે વિશ્વનો એક આત્માનો, એક જીવનનો અને સંસારનો પ્રાપંચિક ગણુવાનો, બહુજ અદ્દભુત અને ભવ્ય ચિતાર આપણી આગળ ખડો કરે છે. તે આપણી બુદ્ધિને બહુ સારી ખીલવે છે અને વિશ્વના ભેદો ઉકેલવાને તે વિચાર પદ્ધતિનો અભ્યાસ કરવાની જરૂર છે, પણ યોગ સિવાય એકલી આ વિચાર પદ્ધતિથી આત્મજ્ઞાનનો અનુભવ થઇ શકે નહિ, માટે તે વિચાર પદ્ધતિને આપણે આત્મજ્ઞાનના એક પરમ સાધનરૂપ ગણીશું. તે વિચારશ્રેણી સત્ય છે, મનુષ્ય જાતિના ઉન્નતિ ક્રમને સાહાય્ય આપવાને ઘણી આવશ્યક છે, અને જે લોકોનાં મન બરાબર રીતે ખીલ્યાં હોય તેવા લોકોજ તેને યથાર્થ ખ્યાલ કરી શકે પણ તે છતાં તે આત્મજ્ઞાન ન કહેવાય. તે આત્મજ્ઞાનના એક સ્વરૂપનો બુદ્ધિગમ્ય ખુલાસો છે.

ઉપરનું કથન સત્ય છે; કારણકે આત્માનું વિવરણ બુદ્ધની ભાષામાં થઇ શકે નહિ. એક તત્ત્વને વિવિધતાવાળી ભાષાદ્વાર વર્ણવી શકાય નહિ અને તેટલા માટે આધ્યાત્મિક સત્યનો બુદ્ધિગમ્ય ખુલાસો તેના સ્વાભાવથીજ અપૂર્ણ હોવો જોઇએ. સૂર્યના ધોળા કિરણને હીરામાં થઇ પસાર કરવામાં આવે તો તેના સાત રંગ થઇ જાય છે, તેમ આત્માનું ધોળુ કિરણ પણ બુદ્ધિના હીરામાંથી પસાર થતાં તેના ભાગ પડી જાય એ સ્વભાવિક છે, તે જુદા જુદા રંગોરૂપે પ્રકટ થાય છે. પણ દરેક રંગ અપૂર્ણ છે, કારણકે ત ધોળા કિરણનું સ્વરૂપ પ્રગટાવી શકે નહિ.

વેદાંત સાંખ્યો વગેરે ઉત્તમ તત્ત્વદર્શનોએ બુદ્ધિની મર્યાદા જ્યાં સુધી પહોંચે ત્યાં સુધી આત્માનું જેટલું રહસ્ય સમજાય, તેટલું સમજાવવાનો પ્રયત્ન કર્યો છે. તેથી વધારે આગળ તો તેમનાથી જવાય તેમજ ન હતું કારણ કે:—

યતો વાચો નિવર્તન્તેઽપ્રાપ્ય મનસા સહ

વાણી અને મન ત્યાં પહોંચી શકતાં નથી, માટે તે ત્યાંથી પાછાં ફરે છે. માટે આત્માને બુદ્ધિથી જોવાની રીત તે અપૂર્ણ છે. આથી મનુષ્યને ઉચ્ચ જીવન કેવું હશે, તેની ઝાંખી થાય, પણ બુદ્ધિથી આત્મદર્શન થાય એ બનવું અસંભવિત છે આત્મદર્શન તો આધ્યાત્મિક સ્વભાવને ખીલવવાથી જ થઇ શકે છે અને તે આધ્યાત્મિક સ્વભાવ ખીલવવાની કુંચી સર્વમાં પ્રભુને અને પ્રભુમાં સર્વને જોવામાં રહેલી છે.

યોગની અનેક પદ્ધતિઓ પણ આત્મજ્ઞાનના સાધનોરૂપ હતી અને છે. તેમાં એકાગ્રતાથી અને ધ્યાનથી ઉચ્ચ માનસિક ભાવ ખીલવવાના માર્ગ બતાવવામાં આવ્યા છે, કે જેથી અભ્યાસી ઉચ્ચ ભૂમિકાઓ સાથે સંબંધમાં આવી શકે. તેને ક્રમે ક્રમે આ શરીરોમાંથી છૂટા થવાને શીખવવામાં આવતું કે જેથી તે ઉચ્ચ ભુવનોમાં પોતાના કામો કરી શકે, યોગની ઘણી પદ્ધતિઓ છે, અને તેનો તમે અવકાશે અભ્યાસ કરી શકશો. તેથી મન ખીલતું હતું એકાગ્ર થતું હતું, અને મન એક પછી એક શરીરોથી છુટું થઇ ઉચ્ચ ભૂમિકામાં કાર્ય કરતું હતું. આથી ઘણી અતીંદ્રિય શક્તિઓ ખીલતી. મનુષ્યને વિવિધ ઉચ્ચ તત્વોનું પ્રત્યક્ષ જ્ઞાન મળતું હતું. પણ આ કાંઇ આત્મજ્ઞાન કહી શકાય નહિ. આ યોગની વિવિધ પદ્ધતિઓને આપણે તો આત્મજ્ઞાન તરફ જવાના પગથિયારૂપ ગણીશું.

કોઇ અહીં પ્રશ્ન કરવાને લલચાય કે વેદાંત અને યોગનાં ગ્રન્થોને પણ તમે તો આત્મજ્ઞાનસ્વરૂપ નહિ માનતાં તે તરફ જવાના પગથીયાં રૂપ ગણો છો, એ શું વ્યાજબી છે ? આ મોટી વિચાર શ્રેણીઓને આથી તમે અન્યાય આપતા નથી ? પ્રશ્ન પ્રત્યુત્તરરૂપે જણાવી

આશય કે મુંડકોપનિષદ પણ ઉપરના કથનને ટેકો આપે છે, તેમાં આરંભમાંજ નિવેદન કરેલું છે કે બે વિદ્યાઓ શીખવા યોગ્ય છે. બ્રહ્મવિદ્ જણાવે છે કે તે વિદ્યાઓ અપરા અને પરા નામની છે. ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વવેદ અને તેના ષડ્ અંગો એ બધાનો અપરા વિદ્યામાં સમાવેશ થાય છે. તો પછી વેદાંતના ગ્રન્થો અને યોગવિદ્યામાં પણ અપરા વિદ્યામાં સમાવેશ કરવામાં કાંઇ અયુક્ત થતું નથી. પરાવિદ્યા એજ આત્મજ્ઞાનનો માર્ગ છે, પરાવિદ્યા એ એવી છે કે જે વડે આત્માની પ્રાપ્તિ થાય છે, માટે પુસ્તકો એ સાધનો છે, અને આત્મજ્ઞાન એ જીવનના અનુભવનો વિષય છે. અને તે અનુભવ આપણે ઉપર વિચારી ગયા તે પ્રમાણે પ્રભુને સર્વમાં જોઇ પ્રભુ પ્રીત્યર્થે સર્વનું કલ્યાણ કરવામાં રહેલો છે. તેણે બેધડક પ્રતિજ્ઞા લેવી જોઇએ કે **जगद्धिताय आत्मनो मोक्षाय आत्मानं जुहोमि स्वाहा** જગતના હિતની ખાતર અને આત્માની મુક્તિને ખાતર હું મારી જાત અર્પણ કરૂં છું, આવી અર્પણ બુદ્ધિથી પરાર્થે કામ કરનાર આત્મજ્ઞાનના માર્ગપર છે અને કાળક્રમમાં તે વધારે ઉન્નત થઇ જગતનું વધારે કલ્યાણ કરનાર મહાશક્તિરૂપ થશે.





## પ્રકરણ ૯ મું.

### ખરી આત્મદશા.

જે ઉચ્ચમાં ઉચ્ચ તત્ત્વ છે, તે ભાગ્યેજ મળી આવે છે, અને તેથી તે સંબંધમાં લોકોમાં ગેરસમજ થાય તે વિચિત્ર નથી. લોકો શારીરિક બળ અને સામર્થ્યને જાણે છે, અને સમજે છે, અને જે કસરતથી જવાન મલ્લકુસ્તીમાં વિજયી નીવડે છે, તેને પશ્ચિમની પ્રજાઓ એક વીર તરીકે ગણે છે. જે મનુષ્ય વધારે ઝડપથી દોડી શકે, વધારે ઉંચે કૂદી શકે, અને પોતાના બંધુઓ કરતાં જરા વધારે જલદીથી ચાલી શકે, તેવા મનુષ્યના શારીરિક બળને દરેક મનુષ્ય સમજી શકે અને જે ઇંદ્રિય ગ્રાહ્ય હોય તે સર્વ વિજયોમાં વિશેષ પ્રસિદ્ધિ મેળવે છે. ખરા બુદ્ધિશાળીની કીંમત કરનારા પ્રમાણમાં ઓછા હોય છે, અને જેમ તેની બુદ્ધિ વધારે ઉચ્ચ, તેમ તેનું ખરૂં મહત્ત્વ સમજનારા ઘણાજ થોડા હોય છે, પણ તે છતાં દુનિયા બુદ્ધિશાળી પુરૂષોને માન આપે છે, અને પોતાના માનનીય મનુષ્યોમાં તેમને ખરૂં સ્થાન આપે છે; કારણ કે જગત એ સ્થિતિએ વિકા-

સમાં આવી પહોંચ્યું છે કે જ્યાં કેટલાકમાં બુદ્ધિ વિશેષ ખીલી છે, અને બુદ્ધિના નીચલા સ્વરૂપો વિશેષ પ્રમાણમાં ખીલ્યાં છે કે જેથી દરેક મનુષ્ય કેટલેક અંશે બુદ્ધિતત્વની ભવ્યતાની કદર બુઝી શકે છે.

પણ જ્યાં આત્માની ભવ્યતાનો સવાલ ઉઠે છે, ત્યાં ઘણાંજ થોડા તેનું સૌંદર્ય પીછાણી શકે. અથવા તેની ભવ્યતા સમજી શકે. કારણ કે ઘણામાં આત્મા જાગતો નહિ, પણ સુતેલો છે. અને જેમ-નામાં કાંઇક અંશે પણ આત્મા પ્રકટ થવા માંડયો હોય તેઓજ બીજામાં પ્રકટ થયેલા આત્મસ્વરૂપને સમજી શકે. તેના પરિણામ ઘણાં આકર્ષક હોય છે, અને સર્વ તેની પ્રશંસા કરે પણ બીજા કેટલીક-વાર તો દુનિયાની વસ્તુઓમાં મગ્ન થયેલા અને દુનિયાના સ્વાર્થી અને મોટાઇને મહત્વના ગણનારા મનુષ્યોને તિરસ્કાર ઉપજાવે તેવાં તે પરિણામો લાગે છે. આવા સંસારી મનુષ્યો પોતામાં ભય અને આશા ઉત્પન્ન કરનારાં દુઃખો અને સુખો તરફ જે ગંભીરવૃત્તિ આ-ધ્યાત્મિક મનુષ્ય રાખી શકે છે, તે ગંભીરતા પસંદ કરતા નથી. તેના વૈરાગ્યના ખરાપણા વિષે અથવા તેની ઉદાસીનતાની સત્યતા વિષે તેઓ શંકા લાવે છે, તે આધ્યાત્મિક મનુષ્ય મૌન, એકાંતવાસનો પ્રેમ, શાંતિ, વસ્તુઓ જેમ આવે તેમ તેનો શાંતિથી સ્વીકાર, સંયો-ગોને અનુકૂળ થવાથી તેની રાજીખુશી લોકો જેને વાસ્તે મરી મથે તેવી જગતની કીંમતી વસ્તુઓની તેણે માનેલી નજીવી કીંમત, પરા-જય અથવા વિજયમાં સમતોલ વૃત્તિ...આ બધા તેના ગુણો અને લક્ષણો સામાન્ય મનુષ્યોને ચીડવનારા થઇ પડે છે, અને તેઓ સમજે છે કે આ બધાનું કારણ તેની હૃદયશૂન્યતા છે, અને તેથી તેને તેઓ દયા વગરનો અને લાગણી વગરનો ગણી તેનો સ્વાભાવિક રીતે તિર-સ્કાર કરે છે. વળી આધ્યાત્મિક મનુષ્યનું એક બીજું પણ સ્વરૂપ છે

કે જેના ભણી સામાન્ય લોકો શંકાથી અને કેટલીકવાર તિરસ્કારથી જુએ છે. સ્વાભાવિક મહત્વાકાંક્ષા તથા જીવનના પદાર્થો તરફ તે બહુ જ દુર્લક્ષ આપે છે. પણ એક બીજી જાતના વિષયો તરફ બહુજ લાગણી બતાવે છે. મનુષ્યનું દુઃખ જોઇ તેની દીલસોજી જાગે છે. કોઇ પણ મનુષ્યના દુઃખની બુમ સાંભળી તેનું હૃદય દ્રવે છે, પોતાના સુખ દુઃખ તરફ તે નિષ્ઠુર જેવો લાગે છે, પણ બીજાના સુખ દુઃખની એને ત્વરાથી અસર થાય છે. તે વીણાના તાર જેવો છે, કે જેને એક જરા સરખી પણ આંગળી અડકાડવાથી હાલવા માંડે છે અને જેઓને પોતાને વાસ્તે ઘણી જ લાગણી હોય છે પણ બીજાને વાસ્તે નહિ જેવી લાગણી હોય છે. તેવા મનુષ્યો તેને લાગણી સ્વભાવવાળા અથવા ભાવનાવાદી તરીકે ઓળખાવે છે. તેનું ખરૂં જીવન દુનયિાના મનુષ્યોથી ગુપ્ત રાખવામાં આવે છે ફક્ત તેના જેવા મનુષ્યોજ તેનું ખરૂં સ્વરૂપ જાણી શકે છે, તે ખરા જીવનના ખ્યાલને ભૂલથી લોકોને પામવા દે, અથવા તો સ્થૂલ કે માનસિક ભૂમિકાપર જે અનુભવી શકાય, તેવા આંદોલનો જ્યારે તેનાપર અસર કરતા હોય તે વખતે જો તે જોવામાં આવે તો દુનિયાદારી મનુષ્યોનો ક્રોધ તેના પ્રત્યે પુર્ણ ગુસ્સાથી ઉભરાય છે, અને તે ભાવનાવાદી અથવા સમાધિમાં રસ લેનાર મનુષ્યને વાસ્તે જે કાંઇ તિરસ્કારના વિશેષણો મોલવામાં આવે તે ઓછાં છે. આત્માના જે દુનિયામાં સદ્‌ગુણો તરીકે ગણાય છે, તેવડે આધ્યાત્મિક મનુષ્ય ઘણા સ્ત્રીપુરૂષોની દીલસોજી અને સંમતિ મેળવી શકે, અને આવાં સદ્‌ગુણોને લીધે ભક્તિભાવવાળો પ્રેમ લોકોમાં તેને વિષે થાય પણ તે પ્રબળ ઉત્સાહ લોકોમાં ભરી શકે નહિ. દુનિયાના ભારે કલહોમાં માનસિક તથા સ્થુલ ભૂમિકાપર પુષ્કળ શક્તિ રેડવામાં આવે છે. અને આ

બાબતના વીર પુરૂષો દુનિયામાં ઉત્સાહભર્યો આવકાર મેળવે છે; પણ આ કલહોમાં આધ્યાત્મિક શક્તિનો ઉપયોગ થતો નથી, અને આધ્યાત્મિક ભુવનોના આંતરયુદ્ધોનો સામાન્ય મનુષ્યોનો ખ્યાલ પણ હોતો નથી. માટે આત્મદશાવાળો યોગી આ પૃથ્વીપર બળને બદલે નમ્રતા બતાવે છે, અને સામો વિરોધ બતાવવાને બદલે શાંત સહનશીલતા બતાવે છે. શ્રીકૃષ્ણે અધ્યાત્મ જ્ઞાનીનાં જે લક્ષણો ભગદ્ગીતાના ૧૩ મા અધ્યાયમાં બતાવ્યાં છે, તેના વર્ણનમાં આધ્યાત્મિક મનુષ્યના સદ્ગુણો જે કે ઉપર જણાવ્યા પ્રમાણે સામાન્ય મનુષ્યોને ચીડવનારાં થઇ પડે છે, તે મળી આવશે.

अमानित्वम दंभित्वमहिंसा क्षान्तिरार्जवम् ।
आचार्योपासनं शौचं स्थैर्यमात्म विनिग्रहः ॥
इन्द्रियार्थेपु वैराग्यमनहंकार एव च ।
जन्म मृत्यु जराव्याधि दुःखदोषानु दर्शनम् ॥
असक्ति रनभिष्वंगिः पुत्रदार गृहादिपु ।
नित्यं च समचि तत्व मिष्ठानिष्टो प पतिषू ॥
मयि चानन्ययोगेन भक्तिरव्यभिचारिणी ।
विविक्त देश सेवित्वमरति र्जन संसदि ॥
अध्यात्मज्ञान नित्यं तत्वज्ञानार्थ दर्शनम् ।
एतज्ज्ञानमिति प्रोक्तमज्ञान यदतोऽन्यथा ॥

નમ્રતા, નિષ્કપટ, અહિંસા, શાંતિ, સરલતાના આચાર્યો (ગુરૂઓ અને વડીલો)ની ઉપાસના પવિત્રતા, સ્થિરતા આત્મનિગ્રહ, ઇંદ્રિયોના વિષયો પ્રત્યે વૈરાગ્ય, અહંકારનો અભાવ, જન્મ મૃત્યુ, વૃદ્ધાવસ્થા, વ્યાધિ, દુઃખ વગેરેના દોષ જોવા; આસક્તિ અભાવ, પુત્ર, સ્રી અને ગૃહ પ્રત્યે મમત્વનો અભાવ, ઇષ્ટ અને અનિષ્ટ સંયોગોમાં મનનું

અમતોલપણું, મારે વિષે અનન્ય યોગથી શુદ્ધ ભક્તિ, એકાંતવાસનું સેવન, જનસમુદાયમાં અરતિ, અધ્યાત્મનું સતતચિંતન, તત્ત્વજ્ઞાનના અર્થનું દર્શન, આ બધું જ્ઞાન કહેવાય અને તેનાથી ઉલટું હોય તે અજ્ઞાન.

આપણે કબુલ કરીશું કે આવા પ્રકારનો મનુષ્ય રાજકીય ધાંધલમાં અથવા તો તરતના સામાજીક સુધારાઓની બાબતમાં ઘણી અસરકારક સેવા ન પણ કરી શકે તેમજ વિચારના પ્રશ્નોમાં મગ્ન થયેલો ઉચ્ચ વિચારવાળો મનુષ્ય આવા ક્ષેત્રોમાં બહુ ઉપયોગી નીવડી શકે નહિ. આ બધાં ક્ષેત્રો વ્યવહારકુશળ, શક્તિવાળા, બહાદુર અને ચતુર મનુષ્યોને માટે છે કે જેઓ તરતમાં મળનારા પદાર્થો માટે કામ કરે છે, તરત લાભ આપનારા હેતુ માટે લડે છે, અને તેનું પરીણામ પણ તરતજ શોધે છે. પણ શુદ્ધ બુદ્ધિવાળો મનુષ્ય ભવિષ્યકાળના પ્રશ્નોનો વિચાર કરતો હોય છે, અને ભવિષ્યની યોજનાઓ જે તત્ત્વો પર રચાય તે તત્ત્વો જગત સનમુખ રજુ કરે છે, વ્યવહાર કુશળ મનુષ્યના જેટલુંજ તેનું કામ જનસમાજને ઉપયોગી છે. અને જ્યારે બીજાઓ રસ્તામાં કામ કરતા હોય છે, ત્યારે તે તેના અભ્યાસમાં લાગેલો હોય છે. તે માટે તેને હલકો ગણવાનો નથી. તેજ પ્રમાણે આધ્યાત્મિક મનુષ્યો વ્યવહારિક કામમાં ઓછા કુશળ છે, માટે તેને નકામો ગણવાનો નથી. કારણકે તે આધ્યાત્મિક ભુવનપર નિરંતર કામ કર્યા કરે છે. અને કાર્યોના મૂળને અસર કરવા તરફ પોતાની બધી શક્તિ વાપરે છે; અને જે બહારનાં પૂતળાઓની માનસિક અને શારીરિક શક્તિઓ લોકોમાં આટલી બધી પ્રશંસા પામે છે, તે પૂતળાઓની દોરીઓને તે ઘણીવાર દોરતો હોય છે.

આધ્યાત્મિક મનુષ્યનું મુખ્ય લક્ષણ ઉપરના શ્લોકોમાં જણાવ્યા

પ્રમાણે ધ્યાન અને એકાંતવાસ વાસ્તેની પ્રીતિ છે. કઠોપનિષદમાં જણાવ્યું છે કે: "બ્રહ્માએ ઇંદ્રિયોને બહાર જતી સરજી, તેથી મનુષ્ય બહાર જુએ છે, પણ અંદર જોતો નથી. પણ જ્ઞાની મનુષ્ય અમરત્વને શોધવા માટે અવળી દૃષ્ટિ કરી આત્મા ભણી જુએ છે" અને ખરેખર દુનિયાદારીનો મનુષ્ય બહાર જોયાં કરે છે, બહારની વસ્તુઓને અવલોકે છે, તપાસે છે, અને તેની નોંધ લે છે. આસ-પાસની વસ્તુઓમાં અતિશય રસ લે છે; અને સત્ય હકીકતો જોવાને, અનુભવવાને અને એકઠી કરવાને ઘણો આતુર હોય છે. તે પૂર્ણ ઉત્સાહવાળો છે, અને તેનો ઉત્સાહ બહાર વહ્યાં કરે છે. તે હમેશાં જાગ્રત, ચપળ, ઉદ્યોગી, અને નિરંતર પ્રવૃત્તિ કરતો હોય છે, પણ આધ્યાત્મિક મનુષ્યનું ધ્યાન અંદર લાગેલું હોય છે—સત વસ્તુપર સ્થિર થયેલું હોય છે, પણ કદાપિ ક્ષણિક વસ્તુપર ચોંટતું નથી. અને એકાંતવાસને ચ્હાય છે, કારણકે શાંતિમાં તે અંદર જોઇ શકે, અને શાંતિમાં તથા બહારના સંક્ષોભ વિનાની સ્વતંત્રતામાં તે આ-ત્માનું ધ્યાન કરી શકે.

જયારે કર્તવ્ય આવી પડે, ત્યારે તે પોતાનું ચિત્ત છૂટથી બહારની બાજુએ પરોવે, પણ જ્યાં તે કર્તવ્યથી છુટો થયો કે તર-તજ તે પોતાના ખરા જીવન ભણી કુદી પડે છે, અને અસરકારક આધ્યાત્મિક કામને વાસ્તે જે બળ જરૂરનું હોય, તે હેતુ વગરની અને ઘણી બાજુએ પથરાયેલી પ્રવૃત્તિમાં ખર્ચી નાખશે નહિ. કારણ કે મનુષ્યની શક્તિ પરિમિત છે, અને તે જે પ્રમાણમાં વાપરવામાં આવે, તે પ્રમાણમાં તેના વિકાસનો પ્રકાર થશે. જો તે શક્તિ વારં-વાર બહાર રેડવામાં આવે અને નજીવી નાની બાબતોમાં તેનો વ્યય થાય તો આધ્યાત્મિક જીવનના વિકાસ વાસ્તે ઘણી થોડી

શક્તિ તે બચાવી શકશે. નકામી વાતોમાં જે કલાકો પસાર થાય છે, જેથી કહેનાર કે સાંભળનાર કોઇ પણ વિશેષ ડાહ્યું થતું નથી, તે કલાકોનો ધ્યાનને વાસ્તે સારામાં સારો ઉપયોગ કરી શકાય. અને જે બળ બીન જરૂરની એક ડઝન બાબતો પાછળ ગાળવામાં આવે છે, તેનો એકાગ્ર અને અસરકારક પ્રયત્ન માટે ઉપયોગ થઇ શકે, અને જેને લીધે તે મુસાફર રસ્તા ઉપર ઘણે દૂર સુધી આગળ વધી શકે. જીવનના દરેક માર્ગમાં તેમજ કોઈ પણ કરવા યોગ્ય કામ માટે જેમ પ્રબળ અને સતત શક્તિની જરૂર છે, તેવીજ રીતે આત્મવિકાસ માટે પણ તેની જરૂર છે. 'બળ વગરનો અથવા પ્રમાદી મનુષ્ય આત્મા પ્રાપ્ત કરી શકે નહિ.' એ ઉપનિષદનું વાક્ય સ્મરણ કરવા યોગ્ય છે, અને જેઓ અમુક પ્રસંગે અથવા રહી રહીને તે મેળવવા મથે છે, તેઓ લાંબા સમય સુધી જન્મ મરણના ચક્ર સાથે બંધાયેલા રહેવાના. વિજ્ઞાનનું પણ યોગ્ય જ્ઞાન મેળવવાને તેના ઉપાસકો પાસેથી ઘણા વર્ષની સતત મહેનતની આશા રાખવામાં આવે છે, તો પછી આ મોટામાં મોટું વિજ્ઞાન—આત્મવિજ્ઞાન—કોઇ પણ પ્રયત્ન વિના અથવા ભોગ આપ્યા સિવાય મળી શકે? ખંતીલો વિદ્યારસિક વિદ્યાર્થી પોતાનો સમય નકામી બાબતોમાં અથવા નકામા મોજશોખ પાછળ ગાળવા ના પાડે છે, તો પછી આત્મવિદ્યાનો અભ્યાસી શું એટલોજ ખંતીલો નહિ થાય? અને પોતે જે કોઇ પણ પળનો માલીક ગણી શકાય, તે દરેક પણ આ પવિત્ર જ્ઞાનની પાછળ શું તે નહિ રોકે?

આ ઉપરથી એમ સમજવાનું નથી કે બીજાની સેવા અને મદદમાં જે સમય તે ગાળી શકે, તે સમયને તેને પોતાનોજ ગણવો નહિ, કારણ કે સેવા એ તો આધ્યાત્મિક જીવનનું હાર્દ છે. અને

જો મનુષ્ય હવા વગર શ્વાસ લઇ શકે તો મનુષ્ય બીજાની સેવામાં પ્રેમ પ્રકટ કર્યા વિના આત્મિક જીવન ગાળી શકે. આવી સેવા તેણે પૂર્ણ રીતે, છૂટથી, ખુશીથી, અને વગર આનાકાનીએ કરવી જોઇએ. પણ આવા શ્રમપૂર્ણ અને બીજાને મદદગાર કામને ઉપર જણાવેલા સમયના નિરર્થક વ્યય સાથે કાંઇ લેવા દેવા નથી. એક ટાંકીમાં પાણી પાડવાં, અને પછી તે માંહેના પાણીને ઝરવા દેવું અને આ રીતે ટાંકીને અર્ધી ભરેલી રાખવી. તે બાબતને અને ટાંકીનું એક બારણું ઉઘાડી તેમાંના જળને યોગ્ય રીતે બનાવેલી પ્રણાલિકાઓમાં વ્હેવા દેવું આ બાબતને ભિન્ન ગણવી જોઇએ. હાલનું જીવન તે નાનાં નાનાં કાણાંઓવાળું છે. અને તે દ્વારા સમય પસાર થઈ જાય છે. અને નોંધ લેવા જેવું કાંઇ પણ ઉપયોગી કામ થતું નથી. અને જે શક્તિ જીવનમાં ચક્રોને કોઇ ઉપયોગી બાબતમાં દોરવાને ઉપયોગી થઇ હોત, તે શક્તિ આવાં કાંણાંઓદ્વારા વહી જાય છે.

આ સ્થળે કોઇ તરફથી એવો વાંધો ઉઠાવવામાં આવે કે આવું શ્રમપુર્ણ સતત જીવન ઘણા થોડાજ ગાળી શકે, અને આવા જીવનનું દબાણ એટલું બધું વધી પડે કે જીવનની દોરી તુટી જાય. આ વાંધો ખરો છે; અને તેથીજ ખરી આત્મદશાવાળા મનુષ્યો ભાગ્યેજ મળી આવે છે. વળી જ્યાં સુધી તેનો આંતર અવાજ તેને તે માર્ગ ભણી બોલાવતો નથી, અને બાહ્ય દુનિયાની તેને મોહ પમાડવાની અને ખેંચવાની શક્તિ જ્યાં સુધી ચાલી ગઇ નથી, ત્યાં સુધી આવું જીવન ગાળવાને કોઇ તેને કહેતું નથી. કારણ કે જ્યાં સુધી આત્મા બહારની દુનિયા સાથે સંબંધમાં આવવા ઇચ્છે છે, ત્યાં સુધી જે ઇચ્છાથી તેનો જન્મ થયો હતો, તે ઇચ્છા અતૃપ્ત છે. ત્યાં સુધી તે નિર્દોષ રીતે પૃથ્વીનાં જળ પીએ, અને નિર્દોષ આનં-

ना हजारो आकारोद्वारा ते सुख मेळवी शके. ज्यांसुधी स्थूल अने मानसिक सुखोने सारु इच्छा प्रकटे छे, त्यां सुधी पृथ्वी साथे बांधनारी बेडीओ तोडवानो समय आवी पहोंच्यो नथी. ज्यारे बधा मनुष्यो आत्मदशाना शोधक थशे, त्यारे पृथ्वीनो उपयोग आवी रहेशे अत्यारे करोडो जीवो आ सुंदर अने मायाळु पृथ्वीने च्हाय छे, कुदरतना उदार साथे चारे बाजुए वेरेली विविध आनंदजनक अने सुंदर वस्तुओमां तेओ सुख माने छे, त्यारे कुदरती सुंदर भेटोनो निर्दोष रीते शा सारु उपयोग न करवो अने आत्माए जे पाठो शीखवाने जन्म लीधो छे, ते पाठो केम न शीखवा ?

भूखनी रुचि सर्वथा बंध पडी जाय, त्यारे आपणने लागे छे के पुरता प्रमाणमां खोराक लेवामां आव्यो छे, तेम आ वस्तुओ प्रत्ये ज्यारे कंटाळो आवे त्यारे जाणवुं के शीखवा योग्य पाठ शीखायो छे. ते पछी बीजा पाठ शीखवानो समय आवे छे, अने जे मनुष्य स्थूल अने मानसिक सुखोमां रस ले छे, तेणे आध्यात्मिक वस्तुओ शोधनारा मनुष्योने पोताने प्रिय लागतां सुखो पराणे मेळववा माटे आग्रह करवो नहि, तेज प्रमाणे आध्यात्मिक पुरुषे संसारी मनुष्यने पोताना वर्तुलमां खेंचवाने प्रयत्न करवो नहि अथवा तो ते संसारी मनुष्य जेनो श्वास पण न लई शके तेवा सूक्ष्म वातावरणमां पकडवा महेनत करवी नहि. आ कारणथीज प्राचीन हिंदु लोकोए जीवनना चार आश्रमो पाडया, अने प्रथम आश्रममां विद्यार्थीओए अभ्यास करवो, बीजा आश्रममां पुष्ट वयना मनुष्योए गृहस्थाश्रममां दाखल थवुं, अने (केटलाक अपवाद सिवाय) आ बन्ने आश्रमोमां जंगलमां जवुं अथवा तो संन्यासी बनवुं. घणी उतावळथी मनुष्य संन्यस्ताश्रममां दाखल थाय छे, तो तेनो घणीवार प्रत्याघात थाय छे, कारणके पराणे मे-

બળેલી વૃદ્ધિ તંદુરસ્ત હોતી નથી, અને પુષ્પની કળીને જોરથી પકડીને ઉઘાડવામાં આવે તો તેની પાંદડીઓ પછી બરાબર ખીલતી નથી. કુદરત શાંતિથી અને જોરજુલમ વિના કામ કરે છે. અને જો મનુષ્યે પુર્ણ અને વરાળના દબાણ વિનાની ભવ્ય સ્થિતિ પ્રાપ્ત કરવી હોય તો તેણે પગલે પગલે આગળ વધવું જોઇએ.

જેનામાં આત્મજીવનનો પ્રથમ ઝાંખો ધબકારો થતો લાગે, તેઓએ તેની કૃપાભરી અસરને તાબે થવું જોઇએ, અને પોતાના પ્રકૃત સ્વભાવની બધી બારીઓ ખુલ્લી રાખવી જોઇએ કે જેથી તે જીવનના શાંત આંદોલનો દબાણ વગર તેમનામાં પ્રવેશ કરે. અને તે આંદોલનો બાહ્યજીવનના પ્રબળ આંદોલનો સાથે એક તાર થઈ શકે. આવા મનુષ્યોએ તે આત્મદશાને પ્રકટ થવાને તક આપવી જોઇએ. તે માટે કોઈ શાંત કલાક પસંદ કરવો જોઇએ કે જ્યારે કુદરત શાંત હોય અને આસપાસની પરિસ્થિતિ પણ શાંત હોય અને મનને ઇન્દ્રિયોમાંથી નિવૃત્ત કરીને અને મનને પણ શાંત અને પર્વતના સરોવર જેવું સ્વચ્છ બનાવીને તેમણે શાંતિથી અંદરના અવાજને સાંભળવો જોઇએ. પૃથ્વીની સ્થુલ હવામાં જે મધુર અવાજ ન સંભળાય તે અવાજનો ધીમો નાદ તેણે સાંભળવો જોઇએ.

પ્રથમતો કેટલીકવાર ત્યાં માનજ રહેશે. પણ તે માનમાં પણ પવિત્ર કરવાનું બળ રહેલું છે, અને થોડીવાર પછી સુંદર સંગીતનો અવાજ દુરથી સંભળાશે, જે છેવટે આત્માના પુર્ણ અનાહતનાદરૂપે પ્રકટ થશે પણ તે આંતરજીવનનું બોલેલા કે લખેલા કોઇપણ શબ્દો વર્ણન કરી શકે નહિ, અને તે મેળવવાને દુનિયાના કોઇ પણ અવાજની જરૂર પડતી નથી. એક વાર પણ જ્યાં અંદરનો જ્ઞાન ઉઘડે છે, ત્યાં તે અભ્યાસી શિષ્ય થાય છે તેની શોધ પુરી થાય છે, તે મહેશ્વરની દિવ્ય હાજરીમાં ઉભો રહે છે, તેણે પોતાના પ્રભુને શોધ્યો છે.



# પ્રકરણ ૧૦ મું,

## આધ્યાત્મિક અને સાંસારિક જીવન

શું કેવળ બુદ્ધિમાં રમનારા મનુષ્યો સમાજસેવાના પ્રશ્નોમાં ભાગ લઇ શકે? અને જો ભાગ લેવા જાય તો તેમના કેટલાક ઉમદા સદ્‌ગુણોનો ભોગ ન આપવો પડે? અને કદાચ તેમ બનતું હોય તો પણ શું તે ઇચ્છવાયોગ્ય છે? આ ત્રણે પ્રશ્નોનો આપણે હકારમાં જવાબ આપીશું, અને જણાવીશું કે કેળવાયેલા મનુષ્યોની અત્યારે દરેક પ્રશ્નના નિકાલમાં ઘણીજ જરૂર છે. ચીનના એક ગ્રીસ જ્ઞાનીએ ઇ. પુ. ૪૦૦ વર્ષ ઉપર આ પ્રશ્નનો જવાબ આપતાં કહ્યું હતું કે "બહારથી દેશકાળ સ્થિતિનો વિચાર કરી વર્તો, પણ અંદરથી તો તમે તમારૂં ધોરણ સાચવી રાખવું જોઇએ, પણ આમાં પણ બે બાબતો પર તમારે ખાસ લક્ષ આપવાનું છે. તમારી બાહ્ય સ્થિતિની તમારી આંતરિક સ્વભાવને અસર થવી ન જોઇએ; તેમજ તમારૂં અંદરનું ધોરણ તમારા બહારના કાર્યોમાં પ્રગટ થવું ન જોઇએ. જો તમારી બાહ્ય સ્થિતિની તમારા આંતરિક સ્વભાવપર

અસર થઇ તો તમારો વિકાસ બંધ પડી જશે; તમે તમારા કામમાં નિષ્ફળ નીવડશો અને તમે કાયર થઇને પતીત થશો. વળી જો તમે બીજો માર્ગ ગ્રહણ કરશો અને જો તમારી આંતરિક ભાવના પ્રમાણેજ તમારૂં બહારનું સર્વ વર્તન રાખવા જશો તો લોકો તમને હસશે, તમારી નિંદા કરશે, અને તમને ગાંડા જેવા ગણશે. આમ બન્ને રીતે માર્ગ વિકટ લાગે છે. ઇમર્સન કહે છે કે " દુનિયામાં રહેવું અને દુનિયાના અભિપ્રાય પ્રમાણે ચાલવું એ સહેલું છે; જગતમાં વળવું અને આપણા પોતાના અભિપ્રાય પ્રમાણે વર્તવું એ પણ એટલુંજ સહેલું છે, પણ દુનિયામાં વસવું અને પોતાના અભિપ્રાય પ્રમાણે ચાલવું એ ઘણું વિકટ છે. અને તેમાંજ મોટા પુરૂષની મહત્તા જણાઇ આવે છે."

સ્થિતિ આવી છે, છતાં ગભરાવાનું કારણ નથી. આધ્યાત્મિક અને સાંસારિક જીવન પરસ્પર વિરોધી નથી. સંસારનું દરેક કામ કરતી વખતે મનુષ્ય જો પોતાની આધ્યાત્મિક ભાવનાઓને મન સંમુખ રાખે તો દરેક સાંસારિક કામ આધ્યાત્મિક બની જાય. નાનુ મોટું કામ જોવાનું નથી. પણ કેવા ભાવથી અને કેવી વૃત્તિથી તે કરવામાં આવે છે, તેજ અગત્યનું છે, મારા પ્રભુના બાળકોને રોગના જંતુઓ ઉડી રોગ લાગુ ન પડે, તે હેતુથી રસ્તાનો કચરો વાળી ઝુડીને સાફ કરનારો ઢેડ આધ્યાત્મિક જીવન ગાળે છે. એક મોચીએ એક નાના છોકરા સારૂ બુટની જોડ બનાવી. જ્યારે તે તૈયાર થઇ, ત્યારે તેને લાગ્યું કે આ જોડાનું ચામડું ખડબચડું છે, અને તે મ્હારા નાના બાળકના કુમળા પગને ડંખશે. આ ઉપરથી તેણે નવી કુમળા ચામડાની જોડ બનાવી. આ તેનું સાંસારિક કામ આધ્યાત્મિક હતું.

પોતાને જે જે કામ કરવાનાં આવી પડે તે પ્રભુ પ્રીત્યર્થે જે કરે છે, અને તેટલા માટે પોતાનાથી બને તેટલું ઉત્તમ કરે છે, અને નિઃસ્વાર્થપણે કરે છે તે ખરો આધ્યાત્મિક પુરૂષ છે, અને તેનાં બધા કામો પણ આધ્યાત્મિક છે. આધ્યાત્મિક અને સાંસારિક કામો વચ્ચે બહારથી કાંઇ પણ ભેદ નથી. ભેદ માત્ર આંતર વૃત્તિનો છે. અજ્ઞાની અને જ્ઞાની બન્નેનાં કામો બહારથી તો એક સરખાં લાગે છે. અજ્ઞાની તે કામ આસક્તિથી કરે છે, અને તેમાં બંધાય છે. ત્યારે જ્ઞાની તેજ કામો નિસ્પૃહ ભાવે કરે છે, અને તેને કર્મબંધન થતું નથી. જ્યાં હુંપણું છે, સ્વાર્થ છે, કીર્તિનો લોભ છે, ત્યાં સંસાર છે. જ્યાં નિઃસ્વાર્થ છે, પ્રભુ પ્રીતિ છે, અને પરમાર્થે કાર્ય થાય છે, ત્યાં આધ્યાત્મિકતા છે. માટે આધ્યાત્મનું ખરૂં લક્ષણ સમજીને તે પ્રમાણે ભાવના રાખવી, અને કાર્યો તદનુસાર કરવાં. આધ્યાત્મિક જીવનનો આનંદ તે ભોગવનારજ જાણી શકે. કારણ કે તે દરેક કામ એવી રીતનું કરે છે કે તેના ઉપર તે પ્રભુનો આશીર્વાદ માગી શકે છે. જે કાર્યથી આપણો અંતરાત્મા અને પરમાત્મા પ્રસન્ન થાય, તે હમેશાં શુભજ હોવું જોઇએ માટે દરેક કામ અંતરાત્માને પુછીનેજ કરવું.

આધ્યાત્મિક જીવન ગાળનારા મોટે ભાગે ભાવનાવાદીઓ હોય છે. તેઓ પોતાની ભાવનાઓનાજ વિચાર કર્યા કરે છે. તેઓ એમ માને છે કે જગત તેમની ભાવનાથી એકાએક સ્વર્ગસમ થઇ જશે. પણ આ બાબતમાં તેઓની ભૂલ થાય છે. ભાવનાવાદીઓ જ્યારે જગતના વ્યવહારમાં કામ કરવા માંડે છે ત્યારે હિમાલય જેવડી મોટી ભૂલો કરે છે. તેઓ બહારના સંયોગોને ગણત્રીમાં લેતા નથી. અને તેમની ભાવનાદૃષ્ટિએ જે ખરૂં લાગતું હોય તે વ્યવહારમાં ખરૂં

-ના પણ પડે. ભાવનાવાદીઓ જનસમાજપર વિશેષ પ્રભાવ પાડી શકતા નથી, તેનું ખરૂં કારણ એ છે કે તેઓ સ્વર્ગમાંથી બોલે છે. પણ જો તેઓ એક મનુષ્યબંધુ તરીકે બીજા મનુષ્યોને પોતાનો સંદેશ ફેલાવવા પ્રયત્ન કરે તો તેઓ ઘણું કામ કરી શકે.

જો કેળવાએલા બંધુઓએ સમાજની ખરી સેવા કરવી હોય તો ઉંચા પ્લેટફાર્મ ઉપર ઉભા રહેવાનું છોડી દઇ જનસમાજની સાથે વધારે ગાઢ પરિચયમાં આવવા પ્રયત્ન કરવો જોઇએ. આ સેવા કરવાને તેમને છેક આફ્રિકાના જંગલમાં જવાનું નથી કે નીલગિરીના પર્વત પર ચઢવાનું નથી. સેવાના કામો તો દરેકના દ્વાર આગળ પડેલા છે, દરેકના ઘરનાં દ્વારની અંદર પણ સેવાના કામો તૈયાર છે; ફક્ત કેળવાએલાઓ ને અભણ વર્ગ વચ્ચે જે અંતર છે તે દુર થવું જોઇએ. કેળવાએલાઓએ કેળવણીને લીધે ઉત્પન્ન કરેલી ભેદભાવના દલીલોને પોતાના બંધુઓને સહાય આપતી વખતે અંતરાયભૂત થવા દેવી જોઇએ નહિ. કેળવાએલા પોતાના અભણ બંધુઓથી પોતાને તદ્દન અલગ ગણે છે; તે તેમની ભૂલ છે. ખરી રીતે તેમનાથી નાસી છુટાય તેમ નથી. જો અભણ વર્ગની સાથે રહે અને તેમની ખરી સ્થિતિ તે સમજે તો જ તે વર્ગની ખરી મદદ આપી શકે, કેવળ દુરથી મદદ આપવાથી ખરી મદદ થઇ શકતી નથી.

જો હૃદયમાં ખરી સેવાની ભાવના હોતી નથી તો તે સેવાનું કામ પ્રથમ જે ઉત્સાહથી ઉપાડવામાં આવ્યું હોય છે, તેવો ઉત્સાહ પાછળથી રહેતો નથી. કાર્યમાં કાંઇ અડચણ આવતાં કાર્ય મૂકી દેવાનું મન થાય છે. અને પ્રવૃત્તિ જાતે તો બહુજ આનંદજનક હોતી નથી પણ તેની પાછળ રહેલી ભાવનાને ખાતર તે પ્રવૃત્તિમાં

રણ આવે છે માટે સેવા કરવાની ઇચ્છાવાળાઓએ પ્રથમ પ્રાતઃકાળમાં અંતર્મુખ થઈ આત્મપ્રભુ પાસેથી બળ મેળવવું અને સેવાનો ઉદ્દેશ નક્કી કરવો. સેવા કરવાનો હેતુ શો છે તે સ્પષ્ટ રીતે વીચારવું પછી જગતના કાર્યમાં પડવું. ત્યાં સેવા કરતાં કદાચ કંટાળો આવે, નાસીપાસ થવાનો પ્રસંગ આવે, કાર્યમાં વિઘ્ન આવે તે વખતે ગભરાઇ ન જતાં પ્રાતઃકાળની ભાવનાનો વિચાર કરવો આથી થાકી ગયેલા પગમાં નવું બળ આવશે, થાકી ગયેલા હાથમાં નવું ચેતન સ્ફુરશે. કંટાળેલા મગજમાં નવો ઉત્સાહ આવશે અને માગ માં અડચણોની સામે થવાને જીગરમાં નવું સામર્થ્ય પેદા થશે.

સમાજ એ માંદા પિતા સમાન છે. તેને દુઃખ ન લાગે અને તેની સારવાર થાય એ કામ કરવાનું છે. જે પોતાના પિતાનો સ્વભાવ બરાબર સમજતો હોય તે તેમની યોગ્ય રીતે બરદાસ કરી શકે. તેવીજ રીતે સમાજની અંદર રહી, સાથે બહારથી ભળી જઇ જે સમાજની અંદર સ્થિતિનો બરાબર અભ્યાસક હોય તે મનુષ્યજ સમાજની ખરી સેવા કરી શકે.

જ્યારે આપણે કોઇ ચતુર સુતાર વિષે બોલીએ છીએ, ત્યારે આપણા મનમાં તે સુતારે બનાવેલા કારીગરના નમુના રમતા હોય છે. જ્યારે આપણે 'પ્રખ્યાત લેખક' એમ બોલીએ છીએ, ત્યારે તે લેખકે રચેલાં પુસ્તકો ઉપર આપણું ધ્યાન દોડતું હોય છે. વળી જ્યારે આપણે કુશળ વ્યાપારદ્વારા તેણે મેળવેલા ધન તરફ આપણું ધ્યાન ખેંચાય છે ત્યારે તે તરફ આપણું લક્ષ હોય છે. માટે આ ચતુરાઇ, નિપુણતા, કુશળતા—એ શબ્દોથી એમ સુચીત થાય છે કે તે તે ગુણો ધરાવનાર પુરૂષોએ કાંઇ નહિ ને કાંઇ કામ કરી બતાવ્યાં છે. તેમાં કેવળ વાર્તાચિત કે ભાવના, કે તરંગ કે ખોટી બડાઇ હોતી નથી. પણ કાંઇપણ વ્યવહારિક કામ

કરી બતાવનારની આપણે પ્રશંસા કરીએ છીએ. અમુક મનુષ્ય ચતુર સુતાર છે એમ કહેવાથી કાર્ય સરે નહિ, તેણે પોતાના કરેલા કામથી પોતાની ચતુરાઇ સિદ્ધ કરવી જોઇએ, તેમ અમુક મનુષ્ય વિદ્વાન છે. એમ સાબીત ત્યારેજ થાય કે જ્યારે તે પોતાની વિદ્વતાનો બીજાઓને પોતાના લેખો કે ભાષણોદ્વારા અથવા તો પોતાની વાતચીતથી ખ્યાલ આપી શકે, જ્યાં સુધી કોઇ વ્યાપારીનો વ્યાપાર અસ્તવ્યસ્ત સ્થિતિમાં હોય અથવા વ્યાપારમાં ભારે નુકશાન આવતું હોય ત્યાં સુધી તે ખરો વ્યાપારી કહી શકાય નહિ.

ઉપર જણાવેલો નિયમ ધર્મને પણ એક સરખી રીતે લાગુ પડે છે. જ્યાંસુધી મનુષ્યના આચારવિચારમાં ધર્મ ન જણાય એટલે કે તેના કાર્યમાં, તેના વચનોમાં તેની ધર્મભાવના ન જણાય ત્યાં સુધી તે ધર્મી એક કહી શકાય નહિ. ત્યારે હવે આપણે ખાસ પ્રયત્નશીલ રીતે ઓળખી શકીશું. જેના અંતરમાં દયા અથવા પ્રેમ છે, અને જેના કાર્યમાં સેવા છે, તેજ ખરો ધર્મી ગણી શકાય. જેવી રીતે કોઇ કારીગર લોઢાના અગર લાકડાનાં ઓજારો વડે સુંદર વસ્તુઓ બનાવી શકે છે, તેવીજ રીતે ખરો ધર્મી મનુષ્ય પ્રેમ અને સત્યના ઓજારો વડે મોટા જનસેવાના કામો કરી શકે છે. વળી કેવા પ્રકારનું કામ કારીગર કરે છે, તે ઉપરથી આપણે તેની આવડત અથવા ચતુરાઇનું માપ બાંધી શકીએ છીએ તેજ રીતે ધર્મી મનુષ્યની પરીક્ષા પણ તેના કામ પરથી થઇ શકે છે.

જે ' પ્રભુ પ્રભુ ' એમ ખાલી પોકાર કરવા કરતા પ્રભુની આજ્ઞા પ્રમાણે ચાલે છે, તે પ્રભુનો ખરો ભક્ત છે, આપણે તે પ્રભુની આજ્ઞાઓ પ્રમાણે ચાલી શકતા નથી. તેટલા પ્રમાણમાં આપણે અપુર્ણ છીએ, તેટલા પ્રમાણમાં આપણો પ્રભુ પ્રત્યેનો ઓછો ભક્તિભાવ છે.

આ સૂત્ર સ્મરણોમાં રાખી આપણે વર્તીએ તો આપણું જીવન જરૂર ઉમદા બને, આપણે બધા ધર્મ અને વ્યવહારને ભિન્ન ગણીએ છીએ. વ્યવહારના કાર્યોમાં ધર્મના નિયમ પાળી શકાય નહિ એમ આપણે બોલતા શરમાતા નથી, પણ તેમાં આપણી મોટી ભુલ થાય છે.

પ્રભુ આપણામાં તેમજ બીજા સર્વમાં રહેલો છે, અને તેથી આપણે સર્વ તરફ પ્રેમભાવ રાખવો જોઇએ. અને તે પ્રેમ સેવાનાં કામો રૂપે પ્રકટ થવો જોઇએ. સેવાના કામોની અથવા પરોપકારની વાત તો દુર રહી પણ જ્યારે આપણા બીજા સાથેના વર્તનમાં આપણે બીજાને છેતરીએ, દગો કરીએ, ત્યારે શું આપણે પ્રેમથી વર્તિએ છીએ ? ત્યારે શું આપણે તેનામાં રહેલા પ્રભુને છેતરતા નથી ? જો આમ હોય તો પછી આપણે ધર્મિ શી રીતે કહેવાઇએ ?

બુદ્ધિના વિલાસો અને કલ્પનાના વિચારો ભલે આકર્ષક લાગતા હોય, પણ તે વિલાસો અને કલ્પનાઓની પાછળ જો પ્રેમનું તત્વ ન હોય તો તેજ બુદ્ધિ જગતમાં અનેક પ્રકારના કલહનું કારણ થઇ પડે છે, એ સર્વ કોઇના અનુભવ બહારની વાત નથી.

ખરા ધર્મિ પુરૂષનું મોટું લક્ષણ એ હોય છે કે તે જ્યાં જાય ત્યાં લોકોમાં પક્ષ પાડવાને બદલે લોકોને એકતા તરફ દોરે છે; તે કલહ નહિ કરાવતાં લોકોને શાંતિ ભણી દોરે છે; અને પોતાના મહત્વનો વિચાર નહિ કરતાં પરોપકારનાં કામો કરે છે.

ખરો ધર્મી પુરુષ બીજાઓ શું કહે છે, અથવા શું કરે છે, તે ઉપર લક્ષ નહિ આપતાં મારૂં આ બાબતમાં શું કર્તવ્ય છે, એવો વિચાર કરી પોતાની ફરજ બજાવે છે. પ્રેમ અને સેવામાં એવું એક ગૂઢતત્ત્વ રહેલું છે કે જ્યારે બીજો સેવા કરતો નથી, એમ કહી બીજાની નિંદા કરવા આપણે બેસીએ છીએ, તેજ

વખતે આપણે સેવાના ક્રમથી પતીત થઇએ છીએ; આપણને બીજાના આશયો સંબંધી તુલના બાંધવાનો હક નથી, માટે આપણને તેની નિંદા કરવાનો પણ અધિકાર નથી. પણ આપણે જાતે અમુક કાર્ય કરવા બંધાયા છીએ, અને આપણે આપણા હૃદયના માલીક છીએ.

જો મનુષ્ય ખરો ધર્મી હોય, અને જો તેનામાં પ્રભુ પ્રત્યે અને તેટલા માટે સર્વ મનુષ્યજાતિ પ્રત્યે ખરો પ્રેમ હોય તો બીજાઓના દોષ બતાવી તેમને સીધે માર્ગે દોરવાનો પ્રયત્ન કરવા કરતાં તે પોતાના અનુપમ દષ્ટાં તથા બીજાને સીધે માર્ગે દોરવાનો પ્રયત્ન કરશે કારણકે જ્યાં ખરો પ્રેમ હોય ત્યાં નિંદા કે તિરસ્કાર કે કઠોર વચન, કે ઇર્ષ્યા, કે બીજા ઉપર ખોટા આરોપો મુકવા એવું કાંઇ હોઇ શકે જ નહિ. ત્યાં તો દયા, ધીરજ, સહનશીલતા, શુભ ભાવના અને ઉદારતાજ જણાય. જે ખરો ધર્મી છે તે બધાંનાં કારણો સમજી શકે છે, અને તેટલા માટે કોઇ ઉપર તેને દ્વેષ આવતો નથી. He who knows all forgives all જે સર્વ જાણે છે તે સર્વને ક્ષમા આપી શકે છે

અમુક માન્યતાઓથી ઉપર કોઇ ધર્મી ગણી શકાય નહિ. સ્વામી રામતીર્થ કહે છે તેમ આપણને નગદ ધર્મની જરૂર છે. અર્થાત આપણી ધર્મ ભાવનાઓ આપણા દરરોજના કાર્યોમાં પ્રકટ થવી જોઇએ. બીજા સાથેના વર્તનમાં જો આપણે પ્રમાણીકપણું બતાવી શકીએ, કેવળ આપણાં સ્વાર્થનો જ વિચાર ન કરતાં બીજાના ભલા ભણી પણ દૃષ્ટિ રાખી શકીએ, ત્યારે જ આપણો વ્યવહાર ધર્મમય ગણી શકાય આપણા વિચારોની, આપણી

ભાવનાઓની, આપણા ઉચ્ચ ચરિત્રની છાપ આપણા વર્તનમાં પડવી જોઇએ.

આપણો ધર્મમય ગણાતો દેશ અત્યારે દુઃખી છે. તેનું મુખ્ય કારણ એજ છે કે ધર્મ અને વ્યવહાર વચ્ચે મોટું અંતર પડી ગયું છે. ખરા ચરિત્રવાળા મનુષ્યો બહુ ઓછા મળી આવે છે. અમુક વિચારો ધરાવે, અથવા ધર્મની અમુક ક્રિયાઓ કરે તે ઉપરથી આપણે તેને ધર્મી ગણીએ છીએ, પણ હવે એવો સમય આવતો જાય છે કે જે પોતાની ધાર્મીક માન્યતાઓ પ્રમાણે ઉચ્ચ ચરિત્ર રાખશે તેવાં જ ઉચ્ચ નીતિમય સેવાના કામો કરશે, અને પોતાનો બધો વ્યવહાર ધર્મભાવનાથી રંગશે તેજ મનુષ્ય ખરો ધર્મી ગણાશે. પ્રો. મોક્ષમુલરે આપણા આર્યાવર્તની મહત્તા વિષે બોલતાં એક સ્થળે જણાવ્યું છે કે હિંદુઓ ધર્મ ખાય છે, ધર્મ પીએ છે, ધર્મ પહેરે છે, ધર્મ ઉંધે છે, ધર્મ બોલે છે, અને ધર્મ વર્તે છે, તેના ધર્મ કહેવાનો ભાવાર્થ એ હતો કે હિંદુઓ ખાવામાં, પીવામાં, બોલવામાં, પહેરવામાં, ઉંઘવામાં, સ્નાનમાં ટુંકમાં દરેક કાર્યમાં ધર્મ પ્રમાણે વર્તે છે, ખરી વાત છે કે આપણે ભોજન સંબંધમાં, લગ્ન સબંધમાં આપણી પબ્લીક ક્રિયાઓના સંબંધમાં ધર્મને વળગી રહ્યા છીએ. પણ આપણા વ્યાપારી જીવનમાં દરરોજના આપણા બીજા સાથેના વર્તનમાં તે ભાવનાઓ મોટે ભાગે આપણે ભુલી ગયા છીએ, તેજ આપણા અધઃપતનનું કારણ છે. જ્યારે આપણો સર્વ વ્યવહાર ધર્મમય થશે ત્યારે આપણા દેશનું ગૌરવ વધશે, આપણી ભારતમાતા ફરીથી પોતાના પૂર્ણ તેજમાં પ્રકાસશે, અને ત્યારેજ આપણે 'ભારતની' ખરી સેવા કરેલી ગણાશે.



# પ્રકરણ ૧૧ મું.

## આત્મશ્રદ્ધાની ભવ્યતા.

જે મનુષ્યને પોતાનામાં શ્રદ્ધા નથી, તે કદાપિ કોઇ પણ મહાન્ કાર્ય કરી શકે નહિ. "રોતો જાય તે મુઆની ખબર લાવે. હિમતે મરદા તો મદદે ખુદા' એ કહેવત પણ આપણને આત્મશ્રદ્ધાનું મહાત્મ્ય જણાવે છે.

આ ગુણથી મનુષ્યને પોતાનામાં રહેલી શક્તિઓનું ભાન થાય છે, અને તે શક્તિઓનો સાક્ષાત્કાર કરવા તે પ્રયત્નશીલ થાય છે. આત્મશ્રદ્ધા દ્વારા તે પત્થરના ટુકડામાં સુંદર મૂર્તિ જુએ છે, અને પછી તેને કોતરી કાઢવા મથે છે.

જે મનુષ્ય સ્વાશ્રયી છે તે કહે કે "મારામાં કેટલું સામર્થ્ય છે, તેનો મારા સિવાય બીજો કોઇ મારે માટે સાક્ષાત્કાર કરી શકે નહિ. મારા સિવાય મને કોઇ સારો કે નરતો બનાવી શકે નહિ. કુદરતમાં એવું તત્ત્વ નથી કે એકનું દુઃખ બીજો ભોગવે. કુદરતમાં કોઇ બીજાને વાસ્તે વોટ (મત) આપી શકાતો નથી. કુદરતમાં વચમાં મનુષ્યની જરૂર પડતી નથી, કુદરત તો દરેક વ્યકિત સાથે સંબંધ

રાખે છે. કુદરત મનુષ્યને વારવાર એમ બતાવવા પ્રયત્ન કરી રહી છે કે દરેક મનુષ્ય તેનો પોતાનો મિત્ર છે, તેમજ તે પોતાનો શત્રુ છે. પોતે પોતાનો મિત્ર થશે કે શત્રુ થશે, તેની પસંદગી કરવાનું કામ કુદરત દરેકને સોંપે છે.

**आत्मैव आत्मनो बन्धु आत्मैव रिपुरात्मनः ।**

આત્મા જ આત્માનો બંધુ છે, અને આત્મા જ આત્માનો શત્રુ છે.

દુનિયામાં અનેક પ્રકારની કસરતો હોય, પણ જ્યાં સુધી કોઇ મનુષ્ય તે કસરતમાં સાધનોનો ઉપયોગ કરી, તે પાછળ સમય અને શક્તિનો વ્યય કરી પોતાના અવયવોને પ્રબળ બનાવવાને પ્રયત્ન ન કરે ત્યાં સુધી તે સર્વ સાધનો તે વ્યક્તિને લાભકારી થઇ શકે નહિ. પોતાના નોકરને કસરતશાળામાં મોકલીને તે પોતાના સ્નાયુઓ ખીલવી શકે નહિ.

જ્યાં સુધી મનુષ્ય દવાની પેટી ઉઘાડીને પોતાના દરદને લાભકારી થાય તેવી દવા લે નહિ, ત્યાં સુધી દુનિયાની દવાની બધી પેટીઓ તે મનુષ્યને માટે નિરર્થક છે.

જ્યાં સુધી મનુષ્ય પોતાની સમજ પ્રમાણે સત્યના નિયમ ઉપર વિશ્વાસ રાખી, તેનાથી અને તેવી સારી રીતે તે નિયમ પ્રમાણે ચાલે નહિ, ત્યાં સુધી તેને માટે દુનિયાના બધા ધર્મો અને નૈતિક કલ્પનાઓ મુક્તિના હવાઇ ખ્યાલો છે. પુલમેનની ગાડીમાં સારાં ઓશીકાંવાળી બેઠકો હોય છે. તમે ટીકીટનું ભાડું આપી દો, એટલે તમારી બધી સરભરા કરવાનું, અને સાચવવાનું કામ તે કંપનીએ રાખેલા નોકરોનું છે. પણ બીજી બધી મોટી બાબતોની માફક ધર્મની બાબતમાં પણ મનુષ્યને પોતાના પર વિશ્વાસ રાખવો પડે

શે. તેણે મળે તેટલી મદદ લેવી જોઇએ. પણ જીવન તો તેણે પોતેજ ગાળવું જોઇએ. પોતે મુસાફર છે એમ માનવાને બદલે તેણે પોતાની જીવનરૂપી ગાડીના એનજીનીઅર થવું જોઇએ. આપણે આપણા પોતાના પર વિશ્વાસ રાખવો જોઇએ, આપણે આપણું જીવન જાતે ગાળવાનું છે, નહિ તો જીવનના વમળમાં આપણે આમ તેમ ઘસડાઈ જવાનો સંભવ છે; આથી આપણા જીવનમાં જે કાંઈ ઉત્તમ શ્રેષ્ટ અને દિવ્ય હશે, તે આપણે ખોઇ બેસીશું. બીજાઓ આપણે માટે વધારેમાં વધારે એટલું કરી શકે કે તેઓ આપણને તકો આપે. જ્યારે તે તક મળે ત્યારે તેનો આપણે લાભ લેવો જોઇએ. જો તક ન મળે તો તે શોધવા પ્રયત્ન કરવો જોઇએ. જો આપણે તે તકનો લાભ ન લઇએ, તો તે તક આપણે વાસ્તે નકામી છે. જીંદગી એ તકોની પરંપરા છે. આપણે આપણી ઇચ્છા પ્રમાણે તે તકોને સારા યા નરતા રૂપમાં ફેરવી શકીએ.

અસલના કીમીયાગરો કહેતા હતા કે હલકી ધાતુને સુવર્ણ બનાવવામાં એકાદ તત્ત્વની ખામી રહી જતી હતી. જો તે તત્ત્વ મળે તો તેઓ માનતા હતા કે હલકી ધાતુને તેઓ જલદી સુવર્ણ રૂપમાં ફેરવી નાખે. ચારિત્રની બાબતમાં પણ તેમજ છે. કેટલીક વ્યકિતઓમાં વિરલ માનસિક શક્તિઓ હોય છે, અને તીવ્ર આધ્યાત્મિક વિવેક હોય છે, છતાં તેઓ જીવનમાં પછાત પડે છે. તેનું કારણ એજ હોય છે કે તેમનામાં આત્મશ્રદ્ધા હોતી નથી. જો આ આત્મશ્રદ્ધા તેમનામાં હોય તો તેઓ તેમના બધા ગુણોને કેન્દ્રિત કરી શક્તિ અને બળ રૂપે ફેરવી નાખે.

જે મનુષ્યને આત્મવિશ્વાસ નથી, તે નિર્બળ છે, તે ડગમગે છે. અને દરેક કામમાં તેના હૃદયમાં શંકા રહ્યા કરે છે. તે અમુક નિશ્ચિત

મગજું લેતાં ડરે છે, કારણ કે તેને નિષ્ફળતાનો ભય રહે છે. અથવા તો તે બીજાની સલાહની રાહ જોતો બેસે છે, અથવા તો તે પોતાની નિર્બળતાને લીધે અથવા તો ખોટી મગરૂબીને લીધે પોતાની નિષ્ફળતાનો બોજો બીજાને શિર નાંખે છે.

લોકો તેને માન આપતા નથી, તેનું મહત્ત્વ કબુલતા નથી, તો હંમેશાં પાછળ પડી જાય છે. તેને એમ લાગે છે કે જનસમાજ તેના વિરૂદ્ધ કાવતરું રચી રહી છે. આવું દુઃખ, આવી દીલગીરી, આવી પીડા અને આવી નિષ્ફળતા કોઈને પણ મારા જેટલાં મળ્યાં નથી, એ વિચારથી તે મોટું અભિમાન ધારણ કરે છે.

જે મનુષ્યને આત્મશ્રદ્ધા છે, તે પોતાને પ્રિય લાગતી વસ્તુની પ્રાપ્તિમાં અડચણ રૂપ થનારી પોતાની નિર્બળતાને શોધે છે અને તેના પર જય મેળવવા પ્રયત્ન કરે છે. બહારના પ્રતિકૂળ પ્રસંગો સામે લડવાનું બળ તે પોતાનામાંથી જ શોધી કાઢે છે. તેને અનુભવ થયો હોય છે કે ઇતિહાસમાં અથવા જીવનના બીજા કોઈ વિભાગમાં નામાંકિત થએલા મોટા પુરૂષોને માંદગી, દુઃખ અને દીલગીરીના ભારે સૈન્ય સામે લડવાનું હતું. જેમ અંધારી ગલીમાં જતાં મુસાફરને લાગે છે તેમ નિષ્ફળતા તેને લાગે છે. તેને ખાત્રી છે કે આ ગલીમાં થઈને સૂર્યના પ્રકાશમાં તે બહાર નીકળશે. જે પ્રજા પોતાના પર વિશ્વાસ રાખે છે તેના લોકોની જરૂરીઆતો વાસ્તે જે કંઈ જોઈએ, તે જેની હદમાં મળી આવે તે પ્રજા સૌથી વધારે બલિષ્ઠ ગણાવી જોઇએ, જો તેના બારાં બંધ કરવામાં આવે, તેના કિલ્લામાં જીવનની જરૂરી બાતો, અને તેના વધતા જતા વિકાસનાં તત્ત્વો જો ન હોય તો તે પ્રજા ક્યારે બીજી પ્રજાને સ્વાધીન થશે, એ સમયનો પ્રશ્ન છે.

આત્મવિશ્વાસ ઉપર, અને અંદરથી પોતાનું નભાવવાની શક્તિ ઉપર તેની સ્વતંત્રતાનો આધાર છે. જે પ્રજાઓની બાબતમાં સત્ય છે, અમુક મોટી વ્યક્તિઓનું જીવન ચરિત્ર વિસ્તારવામાં આવે, મોટું બનાવવામાં આવે, વિશાળ કરવામાં આવે અને ભૂતકાળના પડદા ઉપર ફેંકવામાં આવે એટલે તે ઇતિહાસ બની જાય છે, ઇતિહાસ એ પ્રજાનું જીવનચરિત્ર છે, અને જીવનચરિત્ર એ વ્યક્તિનો ઇતિહાસ છે, માટે વ્યક્તિ અમુક કસોટીમાં, દુઃખમાં અથવા તંગીના પ્રસંગમાં ઘણુંજ બળ બતાવે છે, તે પોતાના આત્મબળથી જીવી શકે છે. તેને ટેકો આપવાને સામાન્ય દીલસોજીરૂપી પાળકની જરૂર પડશે નહીં; તે હંમેશાં પોતાના આધાર પરજ રહેતાં શીખશે.

પ્રાચીન રોમ જાહોજલાલીની પરાકાષ્ટાએ પહોંચ્યું હતું. તે પ્રજાનુ ખરૂં કામ ગુલામોને સોંપવામાં આવ્યું અને તેનું પરિણામ એ આવ્યું કે તેની દોલત અને વૈભવ જ તે પ્રજાના વિનાશનું કારણ થયાં. તેમની જીંદગીનાં અનેક કામો તેઓ યુદ્ધમાં પકડાયેલા કેદીઓ પાસે કરાવવા લાગ્યા, આથી પ્રજામાંથી અને તે પ્રજાની વ્યક્તિઓમાંથી આત્મશ્રદ્ધા ચાલી ગઈ. આ પ્રમાણે આત્મશ્રદ્ધા નિર્બળ પડવાથી, અને તેની સાથે પ્રજા જીવન આળસુ, મોજશોખી, અને વિષયી થવાથી રોમ કે જ્યાં પ્રજા લડાયક પ્રજા તરીકે ગણાતી હતી, તેના લોકો સ્ત્રીઓ કરતાં વધારે બાયલા બન્યા. જે કામ આપણે જાતે કરવું જોઇએ, તે કામ કરવા માટે જ્યારે આપણે બીજા પર આધાર રાખીએ છીએ, ત્યારે આપણામાં આત્મવિશ્વાસ ઓછો થતો જાય છે, અને આપણી શક્તિઓ પરનો આપણો કાબુ પણ ઘટતો જાય છે.

મનુષ્યની મહત્તાનું લક્ષણ આત્મવિશ્વાસ છે. તે બધી બાબતમાં

તેવા ન પણ બની શકે, પણ જે બાબતમાં તેને મહત્વ મેળવવાનું હોય તે બાબતમાં તો તેણે અવશ્ય આત્મશ્રદ્ધાવાન થવું જોઇએ, અભીમાનને લીધે પોતાનામાં જ સર્વસ્વ જોવાની વૃત્તિ તે આત્મશ્રદ્ધા નથી એ તો એકલા ઉભા રહેવાની શક્તિ છે, લતા રૂપ થવાને બદલે ઓકના વૃક્ષરૂપ થજો. બીજાને આશ્રય રૂપ થજો, પણ આશ્રરની આશા રાખતા ના, બીજાપર આધાર રાખતા ના, ખરી આત્મશ્રદ્ધા ખીલવવાને જીંદગી એ યુદ્ધ છે, અને તે યુદ્ધ તમારે જાતે લડવાનું છે. તમારે જાતે તે યુદ્ધમાં એક વીરનો પાઠ ભજવવાનો છે. તમે તે યુદ્ધમાં તમારે વાસ્તે બીજા મોકલી શકો નહિ. પૈસા આપીને લડાઇમાં નહિ જવાનો પાસ મેળવી શકો નહિ. તેમજ રીટાયર્ડ થયેલા સીપાઇઓના લીસ્ટપર તમારૂં નામ મૂકી શકાય નહિ.

લડાઇમાંથી નાશી જવું એનું નામ મરણ છે, દુનિયાને પોતાની ચિંતાઓ, દુઃખો, આનંદની દરકાર હોય છે, અને તમારી ઓછીજ સંભાળ લે છે, વિજય માટે એકજ ચાવી છે અને તે આત્મશ્રદ્ધા છે.

જો તમારે વાત કરતાં શીખવું હોય તો તમે એવા પ્રસંગમાં મુકાઓ કે જ્યાં તમને બોલવાની ફરજ પડે. જો તમારે તમારી ગમગીની પર. ફતેહ મેળવવી હોય તો તમારી આસપાસના આનંદી મનુષ્યોની વચમાં ભળતાં શીખો. આ કામ કઠણ લાગે છતાં કરવાની ટેવ પાડો. જો તમે કોઇનામાં કોઇ શક્તિ જુઓ, અને તે શક્તિ તમારામાં હોય તો સારૂં, એ ઇચ્છતા હોય તો તેની તે શક્તિની અદેખાઇ કરતાં ના, અને તેનું બળ તે તમારૂં બને, એવું ઇચ્છવામાં તમારી શક્તિનો મિથ્યા વ્યય કરતા ના. તમારી પોતાની શક્તિ પર વિશ્વાસ રાખો. તે શક્તિની કિંમત આપો અને તમારામાં પણ તેવી શક્તિ આવશે. દરેક મનુષ્યે પોતાની જાતને એક મુડી

રૂપ ગણવી જોઇએ, જો તે મુડીનો સદુપયોગ કરવામાં આવે તો મુડી કેટલી વધે, તેનો ખ્યાલ પણ આવી શકે નહિ. તેણે પોતાની જાતને એક ખાણ રૂપ ગણવી જોઇએ, તે ખાણમા ઉંડા ઉતરવાથી અને તેમાં રહેલી છુપી વસ્તુઓ બહાર લાવવાથી તેનું મહત્વ સમજી શકાય.

પોતાના કરતાં વધારે ઉત્તમ થવાનો પ્રયત્ન કરવાથી મનુષ્ય આ આત્મશ્રદ્ધાને ખીલવી શકે, આપણે બીજાઓ કરતાં ચઢીઆતા થવા પ્રયત્ન કરીએ છીએ. જો આપણે આપણી જાત કરતાં ચઢીઆતા થવાનો પ્રત્યન કરીએ તો આપણે પ્રગતિની દિશામાંજ ચાલીએ છીએ, અને સઘળા અંગોમાં આપણી ઉન્નતિ સાનુકુળ થયાં કરે છે. ફ્રેન્સીલ્વેનીઆ રેલ્વે વર્કસના એક વખતના પ્રેસીડંટ મી. ડેનીઅન મોરેલે ૭૦૦૦ માણસો કામે લગાડી રેલ્વે સડક બાંધી હતી જે આખી દુનિયામાં તેના સંગીનપણા વાસ્તે પ્રસિદ્ધ છે. તેના વિજયનું રહસ્ય તેને પુછવામાં આવ્યું, ત્યારે તેણે કહ્યું કે "અમારી પાસે કાંઇ જાદુ નથી. અમે અમારી ગયા વખતની રેલ્વેના પાટા કરતા ચઢીઆતા પાટા બનાવવાને પ્રયત્ન કરીએ છીએ. હરીફાઇમાં લાભ છે, તેમ તેમાં ભય પણ સમાયેલો છે. વસ્તુની ખરી કીંમત મારી જાય છે, અને બહારના દેખાવને વિશેષ મહત્વ આપવામાં આવે છે; સત્ય કરતાં સત્યના ઢોંગને મોટો ગણવામાં આવે છે. પણ ખરી હરીફાઇ પોતાની સાથે છે. પોતે ગયે વર્ષે જેવો હતો, તેના કરતાં વધારે મહાન્ થવાને તે પ્રયત્ન કરે છે. આનું નામજ અંદરનો ખરો વિકાસ છે. આત્મશ્રદ્ધાથી આ વિકાસ થાય છે, અને આ વિકાસ આત્મશ્રદ્ધાને વધારે છે. પોતાના વિકાસના સંબંધમાં પણ જો મનુષ્ય આ સુત્રને સ્વીકારે તો તેનો વિકાસ ઘણી ત્વરાથી

થયા વિના રહે :નહિ તે પોતાનું ભવિષ્ય ધારે તેવું ઉજ્જવળ બનાવી શકે. દુરથી દેખાતા ભય કે દુઃખ જોઇ તેણે નિરાશ થઇ બેસી જવું જોઇએ નહિ તે બનીયનના પત્થરના સિંહ સમાન કેવળ નિર્દોષ હોય; પણ તેની પાસે જવાથી તેની ખાત્રી થઇ શકે.

જે મનુષ્યમાં આત્મશ્રદ્ધા છે, તે બીજા મનુષ્યની મહત્તાની છાયામાં પડી રહેતો નથી. તે પોતે વિચારે છે. પોતાના પર આધાર રાખે છે, અને જાતે વર્તે છે. આ પ્રમાણે પોતાની જાત પરજ વિશ્વાસ રાખવામાં સ્નેહીઓ પાસેથી મળતા પ્રકાશ, જીવન અને જાગૃતિનો અનાદર કરતો નથી, તેમજ ખરા મિત્રો પાસેથી મળતી અંતઃકરણની સલાહ અને ઉપદેશને જતાં કરતો નથી. પણ ખરી મૈત્રી આ દુનિયામાં ભાગ્યે જોવામાં આવે છે. તેની કીંમત કસોટીને વખતે થાય છે. તે તોફાની દરિયામાં જીવનનૌકાનું કામ સારે છે. જ્યારે આપત્તિનું તોફાન આવે, અને જ્યારે આપણા મિત્રો આપણને કાંઇક ઉપયોગી:થાય એમ લાગે, તે સમયે આપણે જેમને વિષે અભિમાન ધરાવતા હતા, તેવા મિત્રો કાણાવાળી જીવનનૌકા સમાન થઇ પડે છે—નકામા નીવડે છે. આવી પળોમાં આત્મબળ તેટલુંજ બળ કામ લાગે છે, અને જેટલા પ્રમાણમાં તે પોતાના પર વિશેષ આધાર રાખે છે, તેટલા પ્રમાણમાં તે વિશેષ શક્તિવાળો બને છે, અને તેટલા પ્રમાણમાં બીજાઓને તેમના આપત્તિના પ્રસંગે તે વિશેષ મદદ કરવા સમર્થ થાય છે. તેનું જીવન જ બીજાઓને મદદગાર, અને બળપ્રદ થાય છે, અને તે પોતે આત્મશ્રદ્ધાની મહત્તાનો જ્વલંત દૃષ્ટાંત બને છે.



# હવે કેમીકલ વર્ક્સ અને હવે આયુર્વેદિક
# ફાર્મસી

## ની શાસ્ત્રીય પેટંટ—દેશી દવાઓ

અમારી પેટંટ દવાઓ આજકાલ કરતાં દસ બાર વર્ષથી લોકોના અનુભવમાં આવેલી છે, આ દવાઓ આયુર્વેદમાંથી શોધન કરી અમે ખાસ અનુભવ લઇ બનાવેલી છે. અને જેને લાખો માણસાએ વાપરી અજમાવી ખાત્રી કરી છે.

વૈદ્યો અને ડાકટરો અમારી પેટંટ દવાઓ વાપરે છે. વેપારીઓ જથાબંધ મંગાવી વેચે છે એ જ અમારી દવાઓની શ્રેષ્ટતા છે.

**લીવર સાલ્યુશન**—બરોળ, લીવરનાબ્યાધી, પાંડુ, કમળા, લોહીની ફીકાશ મટાડે છે. તાવ અને જીર્ણજ્વર મટાડી લોહી સુધારી શક્તી આપે છે. ૪ ઔંસની બા. ની કીં રૂ. ૧)

**સારસા પરીલા**—દેશી વનસ્પતીના મુળાડીયામાંથી બનાવેલું આ સારસાપરોલા વીલાયતી સારસાપરેલા કરતાં હજાર દરજ્જે ગુણમાં ચડે છે, ગરમી મટાડી લોહી સુધારે છે. ખસ, ચુખસ, ચામડીના વીકારો, ચળ; ચાંદી; વીસ્ફોટક મટે છે. લોહી સુધારી શક્તી આપે છે. ૪ ઔંસ બાટલીની કીં રૂ. ૧)

**કફ સીરપ**—આ કફ સીરપ દીવસમાં ૩ વખત પાણી સાથે એક ચમચી પીવાથી કફ, ઉધરસ, છાતીનો દુઃખાવો મટે છે. નબળાઇ મટાડે છે, ૪ ઔંસ બાટલીની કીં. રૂ. ૧)

**ટોનીક સીરપ**—નબળાઇ મટાડી શક્તિ આપે છે, શરીરનો દુખાવો; ધાતુની નબળાઇ અને અશક્તિ મટાડે છે. બા. ૧ રૂ. ૧)

---

ભૂખ લગાડી, ખાદ્ય પચાવી, દસ્ત સાફ લાવનાર

## આનંદવટી

આ દવાથી—કકડીને ભૂખ લાગે છે, ખાધેલું હજમ થઇ જાય છે અને નિયમસર દસ્ત સાફ લાવે છે. પેટના ગડગડાટને મટાડે છે, ખાવા ઉપર રૂચી થાય છે, અજીરણ મટાડે છે, ખરાબ ઓડકાર આવતા નથી અને મ્હોંને સ્વાદિસ્ટ બનાવે છે, દરેક માણસે એક ડબી હંમેશાં પાસે રાખવીજ જોઇએ. કીં રૂ. ૧]

ધાતુગત દોષો મટાડી જીવનશક્તિ બક્ષી મગજને પુષ્ટ કરનાર

## જીવન અથવા ચ્યવન પ્રાશાવલેહ.

એ ખરેખર જીવનજ છે. આ જીવનનો ચાલુ ઉપયોગ કરવાથી દીર્ઘ જીવન પ્રાપ્ત થાય છે. મગજ પુષ્ટ થઇ બુદ્ધિ અને યાદશક્તિ વધે છે, ધાતુગત દોષો મટાડી શરીર પુષ્ટ બનાવે છે. તેમાં પડતી વસ્તુઓ વનસ્પતિની અને નુકશાન ન કરનાર છે. ખાવામાં સ્વાદિષ્ટ લેજતદાર અને આરોગ્યને જાળવને માટે ફાયદો બક્ષનાર છે. નબળાઇ, પાંડુ ખાંસી, ક્ષય, સંગ્રહણી, મરડો, અમ્લપીત્ત તથા ધાતુવિકારના દરદોમાં તેનો ગુણ અનુભસિદ્ધ છે તેની ૧ રતલના ૮ આના કીંમત રૂ. ૨—૦—૦ રાખી છે. ત્રણની કીંમત રૂ. ૫—૦—૦ પોસ્ટેજ જુદું, વિદ્યાર્થીઓ, મગજનું કામ કરનારા માસ્તરો, વકીલો વિગેરે માનસિક મહેનત કરનારને તો તે અમૃતતુલ્ય છે. આ દવા દ્રાક્ષાસવ સાથે પીવાથી સારો ફાયદો કરે છે.

દવે કેમીકલ વર્કસ અને દવે આયુર્વેદિક ફાર્મસી.
રીચીરોડ—અમદાવાદ.

---

ઉપરની તમામ દવાઓ દવે ફાર્મસીમાંથી મળશે.

## હીસ્ટીરીઆહર પીલ્સ

સ્ત્રીઓને જુવાન વયમાં આ રોગ લાગુ પડે છે. પછાડ આવે એ ભાન થઇ મોંઢે ફીણ આવે, હાથ પગ ઘસે, કેટલીક સ્ત્રીઓ ધુણે ને લવારી કરે છે, કેટલાકો ભુતના વહેમમાં ભુવા આખડીમાં પૈસા ખર્ચે છે. આ દવાથી ગમે તેવો જુનો હીસ્ટીરીઆ વાઇ, મુર્છા, અને ફેફરૂં મટે છે. ઘણી સ્ત્રીઓના રોગો મટી ગયા છે, એક વાર વાપરવા ખાસ ભલામણ છે. કીં રૂ. ૨—૦—૦અનુપાનની કીં રૂ. ૨ મળી રૂ. ૪—૦—૦ સુંઘવાની ડબી રૂ ૧ ની મફત મળશે.

## હરસનાશક ગુટિકા

આ દવાથી ગમે તેટલી લાંબી મુદતના હરસ હશે, લોહી પડતું હશે કે સુકા હશે એને કોઇ પણ ઉપાયે મટતા નહિ હોય. ઘણી દવાઓ કરી કંટાળ્યા હશો, ઓપરેશન કરાવી થાક્યા હશો તોપણ આ દવાથી તમને હરસ મટશે, દુઝતા હરસ હશે અને લોહી પડતું હશે તે તો એક જ દિવસમાં મટી જશે. આ દવા હરસ ઉપર એટલી ગુણકારી જણાઇ છે કે તેનાથી હજારો માણસોએ પોતાનું હરસનું દરદ નાબુદ કર્યું છે. આ સંબંધી સેંકડો સર્ટીફીકેટો મળ્યાં છે. કીં, રૂ. ૩—૦—૦ અનુપાનના ડબાની કીં રૂ. ૨) આ દવા અનુપાનના ડબા સાથે ખાવાથી એકદમ વધુ ફાયદો કરે છે.

ઉપદંશ અને ગરમીની ગોળી—૧ થી ૪ ગોળી મધ સાથે દીવસમાં ત્રણ વખત લેવાથી ગરમી, ઉપદંશ, પેશાબે લાય બળતી મટે છે, ૪૦ ગોળીની કીં, રૂ. ૧)

---

ગમે તેટલા વૈભવો અથવા ધનદોલત હોવા છતાં પણ જો શરીરમાં શકિત નહિ હોય તો તે સર્વ સુખ નકામું છે.

## શકિત વર્ધક—ટૅાનાક પીલ્સ

આ દવાથી શરીરમાં શકિત આવે છે. ફાટ. ચુસ. કળતર, અશકિત, હાંફ ચઢવો, કમર દુખવી મટે છે. મગજે ઠંડક આપે છે અને શરીરમાં નવી શકિત ઉત્પન્ન કરે છે, ધાતુગત દોષો મટાડી, ખરૂ પુરૂષત્વ બક્ષે છે. પેશાબ, કે ર પને કોઇ પણ રસ્તેથી ધાતુનું જવું બંધ કરી ધાતુને ઘટ્ટ કરી વધારે છે. લોહી સુધારે છે. અને સંસારના ખરા આનંદનો સ્વાદ ચખાડે છે તમામ વૈભવ હોય છતાં પણ જો શરીર નબળું હોય વીર્યની ક્ષીણતા હોય, અને ધાતુનુ કમજોરપણું હોય તો તે સર્વ વૈભવો નકામા છે. આજકાલ ખરાબ કુટેવોનું બ્રહ્મચર્યનું ન પાલન કરવાથી, અને બાળલગ્નથી ઘણા યુવાનપુરુષો નિસ્તેજ અને વીર્ય વિહુન થઇ ગયેલા હોય છે. તેવા મનુષ્યોએ ફરી નવેસરથી યુવાવસ્થાના ખરા આનંદનો ઉપભોગ કરવો હોય તો અમારી આ દવા એક વાર વાપરી જોવી, ઘણા માણસોએ તેનો લાભ મેળવી નવી જુવાની, નવું બળ અને નવા ઉત્સાહને મેળવ્યો છે. કીં, રૂ ૧; ત્રણની કીં રૂ. ૨-૧૦-૦ આ દવા જીવન સાથે વાપરવાથી વધુ ગુણ કરે છે.

## પ્રમેહ નીવારણ પીલ્સ

આજકાલ સેંકડો માણસોને પ્રમેહનો રોગ લાગુ પડેલો જણાય છે. કોઇને પ્રમેહ થયેલા હોય છે, તો કોઇને મધુપ્રમેહ પેસાબે અગન બળે છે; ધાતુ જાય છે; કોઇને મીઠો કે સાકરીઓ મધુપ્રમેહ થયેલો હોય છે. નાના કે મોટા સર્વ કોઇ તેનાથી રીબાતા

હોય છે જો તમને પ્રમેહ કોઈપણ પ્રકારનો પરમીયો; કે મધુપ્રમેહ થયો હોય તો આજેજ પત્ર લખી અમારી પ્રમેહપીલ્સ મંગાવો. તેનાથી હજારો માણસોને પ્રમેહનો રોગ મટ્યો છે. તમને પણ મટશે જ, પ્રમેહને માટે આ દવા તરત અસર કરનાર અને ચમત્કારી છે. ડબી ૧ ની કીં રૂ. ૨—૦—૦ અનુપાનના ડબાની કીં રૂ. ૨ દવા એક માસ ચાલશે.તેથી જરૂર આરામ થશે હજારો સર્ટીફીકેટો મળ્યાં છે. પ્રમેહ માટે આ દવા ખાત્રીવાળી અનુભવ સિદ્ધ છે.

**વ્યાધિ હજાર પણ ઔષધ એક, માત્ર ખીસ્સામાં જ દવાખાનું.**

## અમૃતજીવન ( રજીસ્ટર્ડ )

આ દવા શરીરમાં થતા અંદરના અને બહારના રોગોને માટે રામબાણ ઉપાય છે. તેનાથી, અજીર્ણ; અતિસાર હિસ્ટીરીઆ, ઉધરસ; ગરમી, ઉલટી વા, કમળો, કેડનો દુઃખાવો બંધકોશ, નબળાઈ, કોલેરા, કૃમીયા, ખસ, ગુમડાં, ગોળો ચઢવો, ચુંક તાવ; દમ; દાંતનો દુઃખાવો; ઉંદરને હડકાયા કુતરાનું ઝેર; કંઠમાળ; દાઝવું; વગેરે લગભગ તમામ દરદો જુદા જુદા અનુપાનથી મટે છે અને તેથી તેનો લાભ દરેક માણસ લાભ લે છે, કીં. રૂ. ૧

**બાળકોને ભણવામાં હોંશિયાર,ચાલાક,અને બુદ્ધિમાન કરવાં હોયતો.**

## મેમોરાઇન ( રજીસ્ટર્ડ )

નાના બાળકોને નાનપણથી જ આ દવાનું સેવન કરાવ્યાથી તેમની બુદ્ધિ અને યાદદસ્તી વધે છે. કોઇ પણ અઘરા વિષયો સ્હેલાઇથી શીખી શકે છે. તેમનું મગજ ઠંડુ રહે છે. જ્ઞાનશક્તિઓ ખીલે છે; ગણિતના અઘરા વિષયમાં મન પરોવી શકે છે. અઘરા વિષયો સ્હેજવારમાં વગર ગોખણપટ્ટીએ યાદ રહી જશે. કીં, રૂ. ૨

---

## કેટલીક વધુ શાસ્ત્રીય દવાઓ.

**વૃદ્ધગંગાધર ચુર્ણ**—આ ચુર્ણ ના થી ાા તોલો દીવસમાં ૩ વખત છાસ સાથે લેવાથી ઝાડા બંધ થાય છે, પાચનશક્તિ વધારે છે, ( શા. સં. ) પાશેરના ૦—૮—૦

**પાચન મંદાગ્નિ ટીકડી**—૨ થી ૩ ટીકડી દીવસમાં બે ત્રણ વખત લેવાથી ખાધુ પચી જાય છે, ભૂખ લગાડે છે, મંદાગ્નિ મટાડે છે. ૧૦૦ ટીકડીનો રૂ. ૧]

**મેદવાયુની ગોળીઓ**—૨ થી ૪ ગોળી મધ સાથે દીવસમાં ત્રણ વખત લેવાથી મેદવાયુ મટે છે, શરીર પાતળું થઇ શક્તિ વધે છે, હાંફ મટે છે, ચરબી ઓછી થાય છે, ૪૦ ગોળીની કીં. રૂ. ૧

**પુનર્નવાદી મંડુર**—સોજા, પીકાશ, પાંડુરોગ, કમળો બરોળ મટી લોહી સુધારે છે. તો. ૧ ની કીં. રૂ. ૨)

**અગસ્ત્યરસ્ત્ય હરીતકી અવલેહ**—( હરડેનો શાસ્ત્રીય મુરબ્બો ) ગુણ હરીતકી અવલેહ પ્રમાણે-જેમાં આખી હરડે હોય છે. ઉંદરસ, દમ, હરસ, ક્ષય, દમ મટાડે છે સવારે ૧ તો. હરડે ચાટણ અને દુધ સાથે લેવું. રતલની કીં રૂ. ૩) દવે ફાર્મસી—અમદાવાદ.

## દમરોગ નીવારણ ગુટીકા

આ દવાથી ઘણા માણસોના જુના દમના રોગો મટયા છે; તેનો ઉપયોગ કરવાથી શ્વાસ નિયમસર ચાલે છે. ફેફસાંને તંદુરસ્ત બનાવેછે. અને શ્વાસ કે ઉદરસ ચઢતી બંધ થાયછે. દમ મટેછે. ખવાય છે. દસ્ત ખુલાસે થાય છે ને ખાધુ પચે છે, તેની કીં, રૂ. ૩ ] અરધાનની કીંમત રૂ. ૨ )

---

ઉપરની તમામ દવાઓ દવે ફાર્મસીમાંથી મળશે.

## પેનહરબામ

આ બામ ચોપડવાથી—માથાનો દુઃખાવો; વા; મરડો; કળતર વગેરેજ મટે છે. સંધિવા ઉપર ગુણકારી છે કીં. ૦—૮—૦

## ઇન્ફ્લુએન્ઝા મીક્ષ્ચર

ગમે તેવા તાવ ને ઇન્ફ્લુએન્ઝાથી મરતા હજારો માણસ બચ્યા છે ૨૪ કલાકમાં ઇન્ફ્લુએન્ઝાનો તાવ મટાડે છે રૂ. ૧ )

## બાલનાશક પાવડર

આ પાવડર પાણી સાથે મેળવી વાળ ઉપર લગાવવાથી તરત વાળ ખરી પડે છે લાહ્ય કે બળતરા બળતી નથી, વાળ ઘણી લાંબી મુદત સુધી ઉગતા નથી ચામડી નરમ ને સુંવાળી રહે છે કીં. ૦—૮

## દાઝયાનો મલમ

દેવતાથી દાઝેલા ભાગ ઉપર લગાવવાથી મટે છે કીં. રૂ ૦॥

## ઉન્માદહર ગુટીકા

આ દવાથી ગાંડપણ વઇ અને ચક્કર મટે છે. કીં. રૂ, ૨)

ખસની દવા—ગમે તેવી ખસ ફોલ્લા અને લુખસ મટે છે. રૂ. ૦।

## વધરાવળ ગુટીકા

આ દવા ખાવાથી વધરાવળ સારણગાંઠ ઘણા માણસોને મટી છે, કીં રૂ. ૨) મલમની કીં રૂ. ૦॥

## જુલાબની ગોળી

આ ગોળીઓથી ગળામાં લાહ્ય કે ગરધરી બળતી નથી, વીણુ-મુંઝા થતા નથી અને મળ સાફ થાય છે. ડબી ૧ ની કીં. રૂ. ૦॥

## ખરજવાનો મલમ

ગમે તેવું સુકું કે લીલું ખરજવું ગમે તેટલું જુનું હશે તોપણ

તે તથા હાડગંભીર આ દવાથી મટે છે, ખરજવાની દવા કરી કરીને થાકેલા હોય તેમને અજમાવવા ભલામણ છે. ડબી ૧ની કીં. રૂ. ૦॥

## કોલેરા પીલ્સ

ગમે તેવા કોલેરા, ઝાડો, ઉલટી અને ગોટલા ચઢતા હોય, માતાનું થયું હોય તને આ દવા તુરતજ મટાડે છે. કીં રૂ. ૧

## દંત મંજન

દાંત દુખતા હોય, હાલતા હોય, દાંતમા સણુકા નાંખતા હોય અવાળુ ફુલ્યું હોય અને દાંત વહેલા પડી જતા હોય તો આ દંત મંજન, દાતણ કરતી વખતે દાંતે ઘસવાથી દાંતમા તમામ દરદો સણુકા અને અવાળાં મટાડી દાંતને મજબુત કરે છે કીં ૦॥

## જ્વરહર પીલ્સ—તાવની ગોળીઓ

ગમે તેવો ન ઉતરતો તાવ; ટાઢીઓ; એકતરીઓ ચોથીઓ, ટાઢીઓ જીર્ણજ્વર, વિષમજ્વર, મેલેરીઆ; ટાઈફોઈડ, ઇન્ફ્લુએન્ઝા વીગેરે ગમે તેવો તાવ માત્ર ૨૪ કલાકમાં જ મટાડે છે, કોઈપણ તાવ માટે અતિ ઉમદા દવા છે. કીં. રૂ. ૧)

## વિસ્ફોટક નીવારણ પીલ્સ

વીસ્ફોટક, મસા ને ચાંદી ઉપર ઘણીજ ગુણ દાયક છે. શરીરે ગરમી ફુટી નીકળવી ચાંદી પડવી, હાથે પગે કે શરીરે ચકામાં પડી જવાં, વિગેરે તમામ પ્રકારની ગરમી આ દવાથી તુરતજ મટે છે. હજારો વિસ્ફોટકના રોગીઓ આ દવાથી સારા થઇ ગયા છે. આ દવાથી તમારો ગરમીનો રોગ મટશે. ને લોહી સુધરશે લોહી સુધરતાં શરીરમા શક્તિ આવશે. ડબી ૧ ની કીં રૂ ૨ અનુપાનની કીં રૂ ૨

---

ઉપરની તમામ દવાઓ હવે ફાર્મસીમાંથી મળશે.

આંબળાનું તેલ આ આંબળાનું તેલ સુવાસીક વાળના મુળને મજબુત કરી વાળ વધારે છે. મગજે ઠંડક આપે છે તલના તલમાં દેશી વસાણાંને આંબળાં મેળવી બનાવ્યું છે. રતલ ની કીં રૂ. ૧-૮-૦

દિલરંજન હેર ઓઇલ—આ તેલ અત્તર જેટલું સુવાસીક વાળ વધારનાર અને ઠંડક આપનાર છે. બા, ૧ ની કીં રૂ. ૧-૦-૦

બ્રાહ્મી તેલ—આ તેલ માથામાં નાંખવાથી મગજે ઠંડક આપે છે. મગજની શકતી વધારે છે વાળ સુવાળા થાવછે. આંખે ઠંડક આપી આંખનું તેજ વધારે છે બુદ્ધી વધારે છે. પાવરનો કીં રૂ ૧-૪

સાચા મોતીનો સુરમો—નંબર ૨-ગુણ ઉપર પ્રમાણે તો. ૧ ની કીં રૂ ૧)

## ક્ષયહર પીલ્સ

આજકાલ ઘણા મા સોને ક્ષયના રોગો લાગુ પડયા પછી જો તરત જ દવા ચાલુ કરવામાં આવતી નથી, તો પાછળથી અસાધ્ય થઈ જતાં દરદી મરણને શરણ થાય છે, માટે આ દરદ લાગુ પડતાં જ અમારી દવાનો ઉપયોગ કરવા ભલામણ છે તેનાથી ક્ષય મટે છે. સુકી ઉધરસ ને જીર્ણ તાવ મટે છે અને કકડીને ભુખ લાગે છે, શરીર તાજું બને પડે છે. અને શક્તિ આવે છે. ઘણા દરદીઓ આ દવાથી બચી ગયા છે. તેની ૧ ડબીની કીં રૂ ૩. અનુપાનનો ડબો રૂ ૨

## રાજવંશી ચાકુતી

ધાતુગત તમામ રોગો મટાડી ખરૂં પુરુષાતન અને શક્તિ આપી ધાતુના વધારો કરી, નસોની શીથલતા મટાડી મજબુત કરવામાં આ દવા સર્વોત્તમ છે. નપુંસકપણાને પ્રાપ્ત મનુષ્યોને અમૃત સમાન છે. ઘણાએ અજમાયશ કરી છે. ડબી ૧ ની કીં. રૂ ૫

## નપુષકત્વારી લેપ.

આ લેપ લગાવવાથી નસો સતેજ થાય છે અને ધાતુની નબળાઇ મટી ખરી જુવાની પ્રાપ્ત થાય છે કીં ડબી ૧ ની રૂ. ૩)

## અરોળની ગોળીઓ.

આ દવાથી અરોળ, પાંડુરોગ, શરીર પીળુ પડી જઇ ધોળી પુણી જેવું થવું, કમળો, કમળી; કલેજામાં થયેલો લોહીનો જમાવ, મંદાગ્નિને કલેજાના બીજા રોગો તથા હાથ પગને પેટના સોજા મટે. કીં. રૂ. ૧)

## આધીર્ય તેલ.

કાનમાં થતા તમામ દરદો, કાન પાકવો, સણકા નાંખવા, ગણુગણાટ થવો અને બ્હેરાપણું આ તેલનાં બબે ટીપાં કાનમાં નાંખવાથી, મટી જાય છે. કીં રૂ, ૧)

## બાલામૃત.

બાળકોના તમામ રોગ મટાડી શરીર પુષ્ટ કરે છે. રોજ બબે ટીપાં દવા દીવસમાં બે વાર પાવી રૂ. ૦ાા

## સોવેરિન.

આ દવામાં સુવર્ણ, સાચાં મોતી, કસ્તુરી, અંબર ચંદ્રોદય, જેવી કીંમતી વસ્તુઓ પડે છે આ દવાના ઉપયોગથી ગમે તેવા શક્તિહીન અને ધાતુહીન થયેલા માણુસોને નવી જુવાની અને શક્તિ પ્રાપ્ત થઇ બળ અને ધાતુનો પુષ્કળ વધારો થાય છે. વળી પેશાબ કે સ્વપ્ને જતી ધાતુ બંધ થાય છે, સિથિલ થયેલી ઇંદ્રિઓ બળવાન અને સજ્જ થાય છે, પ્રમેહ મટે છે; હરસ; સંગ્રહણી; ક્ષય; જીર્ણજ્વર પણ મટે છે. શરીર નિરોગી અને બળવાન થઇ દીર્ઘજીવન પ્રાપ્ત થાય છે. કીં રૂ. ૧૫-૦-૦

## અફીણનાશક ચુરી

અફીણીઓને આ દવા એક માસ ખાવાથી અફીણ છોડાવે છે. ફરી દવા કે અફીણ ખાવાની જરૂર રહેતી નથી; અફીણમાં પૈસા બરબાદ કરી શરીરને નુકસાન કરવા ઇચ્છતા મનુષ્યોએ જરૂર આ દવા વાપરી અફીણ છોડવા ભલામણ છે, ડબી ૧ ની કીં રૂ. ૨.

## જયગુટિકા

આ દવાથી જે સ્ત્રીઓને ઋતુસ્ત્રાવ-અટકાવ ન આવતો હોય તેને અટકાવ આવે છે; અનિયમીત અટકાવ આવતો હોય; અને તે વખતે દુઃખ પેડામાં થતું હોય તેને મટાડી નિયમસર અટકાવ લાવે છે, અને પીડા મટાડે છે. કીં રૂ ૧ ત્રણની રૂ. ૨ાા=

## દીલરંજન હેર ઓઇલ

આ તેલ અત્યંત ખુશબોદાર હોવાથી માથામાં નાંખવાથી તેની સુગંધ બે ત્રણ દિવસ સુધી જતી નથી, વાળ ચીકણા થતા નથી. કીં.રૂ, ૧

## વન્ધ્યા પીલ્સ

વંધ્યા સ્ત્રીને-જે સ્ત્રીને પ્રજા થતી ન હોય, એકવાર પ્રજા થઇ પછી પ્રજા જીવતી ન હોય તેવી વધ્યા સ્ત્રીને આ દવાનું સેવન કરવાથી ગર્ભાશય સુધરી ગર્ભ ધારણ થાય છે, અને પ્રજા થાય છે, તે દીર્ઘાયુ થાય છે, ડબીની કીં. રૂ. ૪ અનુપાનની કીં. રૂ ૨.

## નેત્રફુલહર પીલ્સ

આંખમાં પડેલું ફુલ; ઝાંખ; છારી; પડળ; પરવાળાં રતાંધળા-પણું અને મોતીઓ પડયો હોય, તો તે વગર વાઢકાપે આ ગોળીઓ આંજવાથી મટે છે. આંખના કોઈ પણ રોગ; ખીલ પડવા; આંખ દુઃખવી; પાંપણો ગળી જવી; વિગેરે વ્યાધિઓ દવાથી મટે છે. કીં,રૂ ૧

## હેરઓ ઓઇલ

આ તેલ તલના તેલમાં દેશી વનસ્પતીની દવાઓ નાંખી બનાવેલું છે; અત્યંત સુગંધીદાર હોવા છતાં તે લગાવવાથી વાળ ખરી પડતા નથી વાળ કાળા થાય છે, વાળ ન ઉગતા હોય તે ઉગાડી લાંબા વધારી સુંવાળા નરમને કાળા ભમર જેવા બનાવે છે કી.રૂ ૧

## સર્વ વ્યાધિહર ગુટિકા

જુદા જુદા અનુપાનથી આ દવાનો ઉપયોગ કરવાથી અનેક દરદોનો સમુળ મટે છે, શક્તિ ને બળ આપે છે તેનાથી તમામ પ્રકારના તાવ, ઝાડે; હરસ; સન્નિપાત ખાંશી; દમ; પાંડુ, કમળો; ચુંક; ગોળો; કંઠમાળ, ઉપદંશ; પ્રમેહ; કોઢ; રતવા; ધાતુક્ષય સંધિવા વગેરે અનેક દરદો મટે છે કીં રૂ. ૩–૦–૦

## આઇડ્રોપ્સ

દુઃખવા આવેલી આંખોને આ દવા એકજ દિવસમાં મટાડે છે કીં રૂ. ૧

## ઝાડા ને મરડાની ગોળી

ઝાડો ને મરડો આ ગોળી લેવાથી મટે છે; ગમે તો લોહી કે પરૂ; ઝાડે પડતું હશે કે પાતળા ઝાડા થતા હશે તોપણ આ દવાથી મટે છે રૂ ૦॥

## સીરપ ઓફ વસાકા

અરડુશીનું સરબત–આ સરબત સ્વાદિસ્ટ અને ગુણકારી છે

આ સરબત પીવાથી, ક્ષય, દમ, ઉધરસ, રક્તપિત્ત, ખાંસી, સસણી, વરાધ, જીર્ણજ્વર, ખાંસીથી મટે છે. ક્ષયને મટાડવામાં અરડુશીને આપણાં દેશી શાસ્ત્રોએ વખાણી છે તો આ દવાથી ઉધરસ,

ગમે તેવી ઉધરસ છાતીનો દુ:ખાવો, કફ, ફેફસનિા વ્યાધિ મટે એમ નવાઈ શી ? કીં રૂ. ૧ાા ડૉક્ટરો અને વૈદો ઘણું વાપરે છે.

સારપ ઓફ બ્રાહ્મી

બ્રાહ્મીનું સરબત— ગા.પણુ અને ઉન્માદને મટાડનાર ઉત્તમ ઔષધ, મગજની અસ્થિરતા, હીસ્ટીરીઆ, વાઇ. ફેફરૂં. ગાડાપણું, મગજનું ચસકી જવું, યાદદાસ્ત ઘટી જવી, ઉંઘ ન આવવી વિગેરે દરદોમાં આ સીરપ નામબાણુ કામ કરે છે, કીં રૂ. ૧ાા

ઉદ્દરસ નિવારણ પીલ્સ

આ દવાથી ઉદરસ એકજ દીવસમાં મટે છે તેથી ખાંસી, ઉદરસ કફ પડતો હોય, ઘણી દવા કરવાથી ન મટતું હોય તો જરૂર અમારી દવા વાપરી ખાત્રી કરો. કીં રૂ ૧ ]

ઘાતેલ—વાગવાથી કે પડી જવાથી ગમે તેવો ઘા પડયો હોય લોહી બંધ ન થતું હોય અને અત્યંત વેદના થતી હોય તો આ તેલનો પાટો બાંધવાથી લોહી બંધ થઈ જલ્દી ભોંય આવી જાય છે. કી. ૦—૮—૦

એગ્યુમિકસ્ચર

તાવને માટે અકસીર ઈલાજ ગમે તેવો તાવ એકજ દીવસમાં અટકે છે. તેથી ટાઢીઓ, ચોથીઓ રોજનો કે એકાંતરીઓ તાવ અને જીર્ણજ્વર મટે છે શકિત આવે છે. બાટલી ૧ ની કીં ૦-૧૨ જરૂર અમારી દવા વાપરી ખાત્રી કરો. કીં રૂ. ૧ )

ઘાતેલ—વાગવાથી કે પડી જવાથી ગમે તેવો ઘા પડયો હોય લોહી બંધ ન થતું હોય અને અત્યંત વેદના થતી હોય તો આ તેલનો પાટો બાંધવાથી લોહી બંધ થઇ જલ્દી ભોંય આવી જાય છે. કીં ૦-૮

## સૌંદર્ય તેલ

આ તેલ બળીઆનાં ચાઠાં ઉપર લગાવાથી ચાઠાં જતાં રહે છે ને ચામડી સાફ થઇ સુંદરતા વધે છે રૂ. ૨

## સાચા મોતીનો સુરમો નં. ૨

આંખનું તેજ વધારી આંખોના દરદો મટાડી આંખોમાં ઠંડક આપે છે તોલા ૧ ની કીં રૂ. ૧—૦

## દીલપસંદ વોટર.

આ સુગંધીદાર વોટર મુખપર લગાવવાથી મોં ઉપરના ખીલ ફોલ્લીઆ વિગેરે મટાડે છે. અને મુખની કાળાશ મટાડી ખુબસુરત લાલાશ આપે છે; કીં, રૂ. ૦—૮—૦

## વાતહર પીલ્સ.

ગમે તેવા વા, સંધિવા, પક્ષાઘાત, હાથપગનું રહી જવું; સાંધાનું જકડાઇ જવું; ફાટ, ચુસ, શૂળો, ભોકાવી, કેહેડો રહી જવી, વિગેરે અનેક પ્રકારના વાના રોગો આ દવાથી મટી ગયા છે, જેને ૭ ૭ મહીના હીડાયા ચલાયા વગર ખાટલે પટી રહેવુ પડેલું તેવા દરદીઓ ઉઠી સાજા થઇ ગયા છે આ દવાના દરદીને આશીર્વાદ સમાન છે. ડબી ૧ ની કીં રૂ, ૨. અનુપાનની કીં રૂ. ૨ ચોપડવાની બા,રૂ.૧

## સંગ્રહણી પીલ્સ.

સંગ્રહણી અને ઝાડાના દરદીને માટે આ દવા રામબાણ ઉપાય છે, ખાધું ન પચવું; વારવાર ઝાડા થવા, શરીર સુકાઇ જવું; પાણી

લાગવુ, અને અનેક ઝાડા સંબંધી દરદોને આ દવા મટાડે છે, તે-નાથી અન્ન ખવાસે, ભૂખ લાગશે. પચીને દસ્ત સાફ થશે, શરીરમાં લોહી ને શક્તિ વધશે ને ઝાડા મટશે. ખાસ અજમાવી જોવા ભલામણ છે કીં રૂ. ૨) અનુપાનના ડબાની કીં. રૂ. ૨ મળી રૂ. ૪)

## શરીરનું લોહી સુધારી ગરમીને મટાડનાર
## અમૃતપાન

શરીરે ગરમી નીકળવી, ખસ, ફોલા, ગુમડાં, ચાંદા પડવાં, મે આવવું, લુખસ, શરીર કાળું પડી જવું, તપારો વિગેરે ગરમીના તમામ રોગ મટાડી લોહીને સુધારી નવું જીવન આપે છે, ઉપરાંત વા, કફ; તાવ, પ્રમેહ, વા, સાંધા રહી જવા એ દરદો મટી જાય છે ને શક્તિ આપે છે, બાટલી ૧ ની કીં રૂ, ૨) ત્રણની રૂ. ૫)

પ્લેગકીલર—આ દવાથી ઘણા પ્લેગના દરદીને ફાયદા થાય છે પ્લેગ થયો હોય તો તરત મટે છે, દવા પીનારને પ્લેગ થતો નથી. કીંમત રૂ. ૦—૮—૦

માથાનો પાવડર—ચપટી સુંઘવાથી ગમે તેવું માથું ચઢ્યું હોય છે તો તે આદાશીશી વીગેરે પણ મટી જાય છે. કીં. રૂ. ૦—૮—૦

સુખશાંતિ લેપ—ગમે તેવું ગડગુમડ, અરનીંગળ થતું હોય ને રૂઝ ન આવતી હોય તો આ મલમથી તરતજ મટી જઇ રૂઝ આવે છે. રૂ. ૦—૮—૦

